## છાં ટ ણાં

ચાંદીના વરખ જેવી રૂપાળી રાત હોય જગત્ જ્યોત્સનાના રસઘોધમાં ઝબોળાઈ રહ્યું હોય, સુધાકર પૂર્ણ લહેજતમાં સંસાર પર સુધાના ઝરણ વહાવી રહ્યા હોય; એ સમયે ધરતીના પડને ધમધમાવતી ગૂજરાતણોના રસોલ્લાસ આજે ક્યાં અદૃશ્ય થઈ ગયા છે ? ઉરના ઉંડાણમાંથી આપોઆપ સંગીતની રસધારા વહી રહી હોય એ મીઠી ઊર્મિઓ ગૂજરાતણોએ ક્યાં ગૂમાવી ? દશેય દિશાઓને તાળીઓના સુરીલા તાલથી નચાવી રહેલી એ રાસઘેલી બ્હેનો આજે આભને માંડવડે કાં મલપતી નથી ? ગૂજરાતણોના હૃદયની રસિક ધીંગામસ્તી કરતી અને પડછંદ પાડતી રાસની જમાવટ આજ ક્યાં અલોપ થઈ ગઈ ? હૃદયની રસિકતા પર કોના શાપ પડ્યા ? શું રાસ ખૂટ્યા કે રાસ-રમવાના રસભાવ ખૂટ્યા ?

રાસ નથી ખૂટ્યા, રાસનો રસભંડાર તો અખૂટ છે.

લોકગીતો અને લોકરાસના જીવંત રસધોધને એક તરફ મૂકી દઈએ-માત્ર કલ્પના ખાતર એ સંપત્તિ પ્રત્યે નજર ન કરીયે, તો પણ આપણું રાસ-સાહિત્ય ઓછું નથી. કવિવર ન્હાનાલાલે રાસના રસદાન ગૂજરાતને ઓછાં નથી આપ્યાં. ભલે એ કવિવરનાં કલેજામાં

કંગાલોના મહા પ્રશ્નને સ્થાન ન લીધું હોય, ભલે મૂડીવાદ તળે પીસાતા આત્માઓની મર્મ વેદના સુધી એ લાડીલા કવિ ન પહોંચ્યા હોય. ભલે તેણે ચન્દ્રીના અમૃત અને આભના ફુલડાંઓ જ વેર્યાં હોય, છતાં યે ગૂજરાતનો એ મહાકવિ રાસયુગનો રસદેવતા નથી એમ કોણ કહી શકશે?

કલ્પનાની પાંખે સફર કરતો એ કવિ, કેવળ પ્રકૃતિના પાનવડાની ભાત પાડવામાં જ મસ્ત હતો. એ ભાતમાં જ તેની કવિતા સમાઈ હતી. તેનું હૃદય પૂરાયું હતું. પરંતુ ગૂજરાતના એ કવિવરના હૈયે કદિયે ન ઉગ્યા હોય, તેની ગગન ચીરતી કલ્પનાના ટેરવે સ્વપ્નેય ન ચડ્યા હોય, તેવા અજોડ રાસના રમદાન તો સ્વર્ગસ્થ કવિવર શ્રી બોટાદકરે આપ્યા. શ્રી બોટાદકરના રાસરંગે તો ગૂજરાતણોના શુષ્ક થતા હૃદયમાં રાસ ખેલનની રસભરી ઊર્મિઓ નવાજ રૂપમાં જાગૃત કરી. શ્રી બોટાદકરના હૃદયમાં ચન્દ્રીના અમૃત અને આભના ફુલડાં વેરવાનો મોહ નહોતો. તેના હૈયા વચ્ચે તો કૌટુમ્બિક પ્રેમની ધારાઓ વહેતી. સ્ત્રી હૃદયની કોમળતાના સાચા ચિત્રો ચમકતા. એ સ્નેહ-પિયૂષથી પવિત્ર બનેલા રાસ-ચિત્રો પાસે પ્રકૃતિ પણ ઝાંખી પડતી. શ્રી બોટાદકરની પીયૂષ ધારાએ દયાનંદની ગરબીઓને સરમાવી દીધી. ન્હાનાલાલના પ્રકૃતિ પૂજનના રસથાળ પાછા ઠેલ્યા.

શ્રી બોટાદકરની અમ્મર રસધારા ગૂજરાતણોએ ઝીલી. સૂના રાસમંડપો ફરીવાર ગૂજરાતણોની રસભરી મસ્તી વડે ચેતનવંતા બન્યા. રાસ રસિકાઓની રમઝટ પુનઃ શરૂ થઈ.

પણ . કાળના કલ્પાંતે અને હૈયાની હોળીઓએ ઝાંખી ઝાંખી જાગૃત થયેલી રાસ-રસજ્યોતને બુઝાવી નાખી. ગૃહે ગૃહે અને હૈયે હૈયે નિષ્ઠુર ભાવે નાચી રહેલી સામાજીક મર્મવેદનાએ હાર્દિક રસિકતા પર કલ્પાંતના થર પાથર્યા. નારી હૃદયના સહજ-સુલભ ઉલ્લાસ પર, સમાજની સંકુચિત થતી ભાવનાઓના થર

દેવાયા પણ એ થર, સૌરાષ્ટ્રના શાયર અને લોક સાહિત્યના પૂજારી શ્રી મેઘાણીને ન ગમ્યા તેમણે વેરાયેલું લોકસાહિત્ય એકઠુ કરીને 'ગઢિયાળી રાત'ના પૂન સર્જન માટે ગૂજરાત આગળ ધર્યું શ્રી મેઘાણીના મીઠા કંઠ વડે નારી હૃદયમા પૂરાયેલી રસિકતાએ બહાર. આવવાનો પ્રયત્ન કર્યો શ્રી મેઘાણીનો પ્રયત્ન સફળ થાય તે પહેલા જ સ્વપ્ન અધૂરા રહ્યા .. .. . .

રાસ નથી ખૂટયા રાસ રમવાના રસભાવ ખૂટયા છે! શા માટે? એ પ્રશ્ન જૂદો છે

સામાજીક રિવાજોની ક્રૂર કરવત તળે કપાતા નારી હૃદય કયા ઉલ્લાસ વડે રાસના પૂજન કરે? હૈયામા અનેક બળતરાઓ ઘૂમી રહી હોય ત્યા રાસ રમવાના રસભાવ ક્યાથી જાગે?

સમાજ મિતમની ભઠ્ઠીમા મળગતી ગૂજરાતણોના કંઠમા રાસના રમતાન હોય કે કકળતા કલ્પાત હોય?

મૂડીવાદના માયાવી ચોકઠા વચ્ચે પૂરાયેલા સમાજનુ નારી હૃદય રાસ રમનાના કોડ ક્યાથી પ્રગટાવે? આર્થિક આંધીમા આખુયે કુટુમ્બ સપડાયુ હોય ત્યા રાસ ખેલનની ઊર્મિઓ ક્યાથી આવે?

આ બધાયે ભડકાઓ ગગન સામે, ચંદ્ર સામે કે જ્યોત્સના ભરી અટારી સામે બળગતી જીભના લબરકા ખેંચી રહ્યા છે પણ એ બધા ભડકાઓની વચ્ચે એક ક્રૂર ભડકો બીજો પણ છે, જેને ઠારવો એ સહજ નથી સ્ત્રી હૃદયને પોતાની બળતી જ્વાલામા ખાખ કરી રહેલો એ 'વિલાસ' ભડકો અતિ ભયંકર છે

જે કુટુમ્બમા નથી આર્થિક ઉત્પાત કે નથી સમાજની ચિનગારીઓ ત્યા આ ભડકાએ સ્થાન લીધુ છે ત્યા વસતી બહેનો રાસના રસભાવ માણી શકે, પણ વિલાસ, મોહ અને શહેરી જીવનના સત્વ શોષક ચોકઠાઓ વચ્ચે રૂંધાયેલી એ બહેનો રાસના પૂજન

કયા હૈયે કરે ? વિલાસના ભડકા વચ્ચે તેમનું સ્ત્રી હૃદય તો ભડથુ થઈ રહ્યુ છે મોટર અને સ્લીપરના સુવાળા ચામડામાથી એ બહેનોનો પગ ખસે ત્યારે તે આભના અમૃત ઝીલવા આવી શકેને ! કદાચ સૂતેલા ભાવ કોઈ સમયે જાગૃત થાય તો એ પર એક મોટી 'ચોકી' પડી છે સ્ત્રીજાતીને વિલાસની દ્રષ્ટિએ નીહાળતો પુરુષ વર્ગ 'સ્ત્રી'ને પોતાના શોખ'મા જ પૂરી રાખવાની સતત કાળજી રાખે છે સ્ત્રીના હૃદયમા આભના અમૃત ઝીલવાના ભાવ ન પ્રગટે એવી ચોકી શુ પુરુષ વર્ગ નથી રાખી રહ્યો ? કયો પુરુષ પોતાની સ્ત્રીને ગમ-ખેલનની રજા આપવા જેટલો ઉદાર છે ? ગામડાના પુરુષો પણ ધીમે ધીમે આ 'ચોકી' કરતા થઈ ચૂક્યા છે, કહેવાતી ઊંચી કોમમા.

અર્થાત્ બહેનોના ઉરભાવતો અકાળે અવસાન પામ્યા છે, અને શહેરી જીવન વચ્ચે સૂતતી બહેનોના ગમ ગમવાના ભવ કદાચ ઉછાળો મારે તો અમુક પ્રકારના સમેલનો સુધી કે ખાસ યોજવામા આવેલી મિજલસો સુધી જ્યા પુરુષોની ચોકી હોય, જ્યા પુરુષોનો વિજય ધ્વજ હોય, અને એથીયે આગળ વધીયે તો 'કાળાકીબડા' [ રેકર્ડો ] મા રાસના રસભાવ પૂરાયા

પ્રકૃતિને ખોળે ખેલવાની સ્વતંત્રતા, આજનો આગળ ધપતો પુરુષ સહન કરી શકે એ સ્થિતિમા કદાચ નહિ હોય એ ગમે તે હોય પણ ગમ નથી પૂરાયા ગમ રમવાના રસભાવ પૂરાયા છે

આપણા રાસ સાહિત્યમા ગૂજરાતના રાસ કવિઓએ ઓછો ફાળો નથી આપ્યો શ્રી ન્હાનાલાલ અને સ્વ. શ્રી બોટાદકર પછી શ્રી ખબરદારની રાસપૂર્ણ ઝળહળે છે પછી તો. શ્રી મેઘાણી, શ્રી રાયચુરા, શ્રી કેશવ હ શેઠ, શ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી ચંદ્રકાન્ત ઓઝા, શ્રી જનાર્દન પ્રભાસ્કર, શ્રી લલિતજી, શ્રી શાન્તિકુમાર પંડ્યા વિગેરે કવિહૃદય દ્વારા ગમના રસ ઝરણવહ્યા છે એ ઝરણાઓ

હજી પણ એવાંને એવાં છે. જરાયે નથી સૂકાયાં. પણ એ રાસ ઝરણ ઝીલનાર ગુજરાતણો આજે ક્યાં છે?

આ સ્થિતિ હોવા છતાંય હું મારા ઉરભાવનું એક આછેરું ઝરણ, બહેનો આગળ ધરું છું. સત્કાર થશે કે નહિ? એ પ્રશ્નનો ઉત્તર તો બહેનોની પરિસ્થિતિમાંથી મળી રહે છે, છતાંય આમાનો એકાદો રાસ બહેનોના કંઠ સુધી જઈ શકશે તો હું મારો પ્રયત્ન સાર્થક થયો સમજીશ.

× × × ×

હવે 'રાસકટોરી' વિષે કંઈક.

હું કવિ છું એવું તો કોઈ ન માને. મારી દ્રષ્ટિ સામે જે જે ચિત્રો દેખાયાં છે તેને રાસના રૂપમાં ગૂંથવાનો મેં હળવો પ્રયત્ન કર્યો છે. સાદી લોકભાષા પ્રત્યે મારા હૃદયમાં પક્ષપાત છે, એટલે હું રસ ગળતી ભાષા સુધી નથી પહોંચી શક્યો. ઊંડી ઊંડી અને સામાન્ય જનતા ન સમજે એવી ભાષા વડે દોડવાનો દંભ કરવા કરતાં હું જે ભાષામાં રમી શકું છું, તે જ ભાષાનો વ્યવહાર મેં આમાના પ્રત્યેક રાસમાં કર્યો છે.

રાસના ત્રણ વિભાગ કર્યા છે. વિનોદ, વેદના અને વંદના.

વિનોદમાં કુટુમ્બ, પ્રકૃતિ અને સ્ત્રીહૃદયની રસિકતાના ચિત્રો ચૂંટયાં છે. 'ભાભી' નામનો રાસ મારા એક મિત્ર પત્નિના ઉરભાવ પરથી યોજ્યો છે. 'ડોશીમાની ઘંટી' 'પનઘટ પ્રભાત' વિગેરે ચિત્રો પાડોશમાંથી મળ્યાં છે.

વેદનામા ક્યગતા આત્માઓના રૂદન અને સમાજ સિતમ તળે સીઝતા હૃદયની આછી આછી મર્મવેદના વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. 'ખેડૂતી ખીહર'નું ચિત્ર ઉત્તરાયનના દિવસે ખળાવાડે ફરવા જતાં મળ્યું છે.

વંદનામાં કંઈક ભક્તિ ભર્યા ભાવની ઝાંખી થશે. રાષ્ટ્રભક્તિ, માતૃભક્તિ વિગેરે ભાવોને વંદનામાં સ્થાન આપ્યું છે. તેમાનો

'જનની' નામનો રાસ, મારા પરમ સ્નેહી શ્રી જમનાદાસભાઈના માતુશ્રીનું વાત્સલ્ય-ચિત્ર નીહાળતા યોજાયો છે

આ પ્રમાણેના ત્રણેય વિભાગો ગોઠવ્યા છે અને તેમાના પ્રત્યેક રાસ મૌલિક છે. આશા છે કે એમાના ઘણા ખરા રાસ બહેનોના કંઠ સુધી સ્થાન લઈ શકશે

રાસ સાથે કેટલાક ગીતો પણ મૂક્યા છે ઝળહળતી જ્યોત્સનામા ખેલાતા રાસ ઘર આગણે પણ ગવાય અને રાસના સંસ્મરણો જાગૃત રહે એ હેતુથી આમાના રાસ-ગીતોને સ્વરદર્શન [ નોટેશન ]થી તૈયાર કરેલા છે.

આમાના રાસ-ગીતોને સ્વર દર્શનનો શણગાર આપનાર મારા સ્નેહી શ્રી માણેકલાલ ડાહ્યાભાઈ સગીત શાસ્ત્રીનો હુ આ સ્થળે હાર્દિક આભાર માનુ છુ તેઓ પ્રજ્ઞાચક્ષુ હોવા છતા પોતાના સમય અને જ્ઞાનનો ભોગ આપીને આમાના સ્વર દર્શનો તૈયાર કરી આપ્યા છે

આ 'રાસકટોરી' હુ બહેનો સમક્ષ કદી પણ ન ધરી શકત પણ મારા સ્નેહી શ્રી જમનાદાસ દોશીએ મને વાતવાતમા રાસ બનાવવાની સૂચના કરી મે તે ઝીલી લીધી કેટલાંક રાસ-ગીતો તૈયાર હતા કેટલાક બનાવ્યા અને તેમની તાત્કાલિક માગણીને તાબે થઈને આ પુસ્તક માત્ર એક જ માસમા સ્વરદર્શન સહિત તૈયાર કરવું પડ્યુ આ સ્થળે હુ મારા પર અપાર મમતા રાખી રહેલા મારા સ્નેહી શ્રી જમનાદાસભાઈનો અંત કરણપૂર્વક આભાર માનું છુ

અને જેના જેના જીવનમાથી મે આમાના રાસની કલ્પનાઓ વીણી છે તેતો મારા હૃદયમા જાગૃત જ રહેવાના

વીરમન્દિર ચોટીલા :

'૯૦ માઘ શુદી ૧૧ શુક્ર

"પૂજારી"

## સ્વ ર મા લિ કા

રાસકટોરીમાં આવેલા પ્રત્યેક ગીતોને સ્વર–દર્શન [ નોટેશન ] સહીત મૂકવામાં આવેલાં છે:

જે બહેનો પેટીવાજું બજાવી જાણે તેને અને જે બહેનોને રાસકટોરીના સ્વર–દર્શન વડે પેટીવાજું શીખવું હોય તેને સ્વર–દર્શનનો માર્ગ સરલ પડે તેટલા ખાતર સંગીતની સામાન્ય સ્વર માલિકા નીચે રજુ કરી છે. સંગીત એ સામાન્ય વિષય નથી... ...આપણા પ્રાચીન સંગીત વિશારદોએ સંગીતને મહાસાગરની ઉપમા આપેલ છે. એ મહાસાગરનો પાર લાવવાને તો કોણ તૈયાર હોય ? એ શક્તિ આજે કોનામાં હતી ? છતાય સંગીતરસ સાગરમાં એકાદો ચંચુપાત થાય તોય તે ઓછું નથી......એટલે આ સ્વર માલિકાને લક્ષમાં રાખીને જે બહેનો સ્વર દર્શન તૈયાર કરશે તેઓ સ્હેલાઇથી રાસ–ગીતોની લહેજત લૂંટી શકશે.

### સ્વર

સ્વર સંખ્યા સાતની છે. એ સાતેય સ્વરોમાંથી જૂદા જૂદા ધ્વની નીકળતા હોઇ સમસ્ત સંગીતનો ભંડાર એ સાત સ્વરોમાં સમાયો છે. સાત સ્વરના નામ નીચે પ્રમાણે:—

૧ ષડ્જ એટલે સા
૨ ઋષભ ,, રે
૩ ગંધાર ,, ગ
૪ મધ્યમ ,, મ
૫ પંચમ ,, પ
૬ ધૈવત ,, ધ
૭ નિષાદ ,, નિ

આ પ્રમાણે સાત સ્વરોના નામ છે. અને સાતેય સ્વરોમાંથી ઉત્પન્ન થતા ધ્વનીનું રૂપ શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે આપેલ છે.

મયુરના ટહુકાર જેવો ધ્વનિ ષડ્જ સ્વરનો.
ચાતકના રસતાન જેવો ધ્વનિ ઋષભ સ્વરનો.
બકરીના ઉચ્ચાર જેવો ધ્વનિ ગંધાર સ્વરનો.
કુરચના બોલ જેવો ધ્વનિ મધ્યમ સ્વરનો.
કોકિલના કુહૂકાર જેવો ધ્વનિ પંચમ સ્વરનો.
ઘોડાના જેવો ધ્વનિ ધૈવત સૂરનો.
ગગનની ગર્જના જેવો ધ્વનિ નિષાદ સ્વરનો.

આ પ્રમાણે સાત સ્વરોના રૂપક કહ્યાં છે. એ સાત સ્વરમાં બે ભેદ છેઃ—

अ. સ્થાઈ સ્વર, 'સા અને પ' આ બંને સ્વર અચલ છે. શુદ્ધ છે.

ब. અસ્થાઈ સ્વર, 'રે ગ મ ધ નિ' આ પાંચ સ્વર ચલિત થઇ શકે છે.

અચલ સ્વરોનું પરિવર્તન થઇ શકતું નથી, અને ચલ સ્વરો પરિવર્તન શિલ છે. એટલે એ પરિવર્તનશિલ સ્વરો સાથે તિવ્ર અને કોમલ સ્વરોનું મિલન થતાં કુલ સ્વરોની બાર સંખ્યા થાય છે. એક સપ્તકમાં બાર સ્વરોનો સમુદાય રહેલો હોય છે. એવા ત્રણ સપ્તક હોય છે.

૧. જે સ્વરનું જોર હૃદયમા વિશેષ આવે તે મંદ્ર સપ્તક.

૨. કંઠમા જે સ્વરનું જોર વધારે લાગે તે મધ્ય સપ્તક.

૩. તાલુમા જે સ્વરનું બળ વધારે થાય તે તાર સપ્તક.

આ પ્રમાણે દરેક પેટીમા ત્રણ સપ્તકની યોજના હોય જ છે. એ ત્રણેય સપ્તકના સૂરોને સ્વર દર્શનમા ઓળખી કાઢવા માટે નીચે પ્રમાણે નીશાનીઓ મૂકી છે. તે ખાસ લક્ષમા રાખવી. એટલે કયો સૂર કયા સપ્તકનો છે, તે સ્હેલાઈથી સમજી શકાશે.

## સ્વરને ઓળખવાની નીશાની

૧. મંદ્ર સપ્તકના સ્વર જે સ્થળે આવતા હશે ત્યા તે સ્વર નીચે — આ પ્રમાણે લીટી મૂકી હશે. દાખલા તરીકેઃ સા

૨. મધ્ય સપ્તકમા આવતા સ્વરોને કશી પણ નીશાની મુકવામા આવી નથી. બધા ગીતોની શરૂઆત મધ્ય સપ્તકથી કરી છે. એટલે એ સપ્તકના સ્વરોને નીશાની નથી.

૩ તાર સપ્તકના સ્વરો જ્યા આવતા હશે, ત્યા સ્વરની ઉપર | આવી ઉભી લીટી મૂકી હશે. દાખલા તરિકેઃ | સા

આરોહ

સા રે ગ મ પ ધ નિ સા

અવરોહ

સા નિ ધ પ મ ગ રે સા

સ્વરના મુખ્ય પ્રકાર ત્રણ છે. શુદ્ધ, કોમળ અને તિવ્ર.

શુદ્ધ સ્વરો પર કશીયે નીશાની કરેલી નથી.

કોમળ સ્વર પર ˇ આ પ્રમાણે અર્ધચંદ્રાકાર નીશાની હશે.

. દાખલા તરિકે રે̆ ગ̆ ધ̆ નિ̆.

તિવ્ર સ્વર પર ^ આવી નિશાની મૂકેલ છે. દાખલા તરિકેઃ 'મં'

## સ્વર લંબાવવાની માત્રા

| | | |
|---|---|---|
| દ્વિગુરૂ : | સા – – – | માત્રા ચાર. |
| દોઢગુરૂ : | સા – – | માત્રા ત્રણ. |
| ગુરૂ : | સા – | માત્રા બે. |
| દોઢલઘુ : | સા ॰ | માત્રા દોઢ. |
| લઘુ : | સા' | માત્રા એક. |
| દ્રુત : | સા॒ | માત્રા અર્ધી. |
| અનુદ્રુત : | સા॒ | માત્રા પા. |

સ્વર દર્શનમાં કોઈ કોઇ સ્થળે આમાની કોઇ નીશાની આવે ત્યારે તે સ્વરને તેટલી માત્રાએ દબાવવો.

## સ્વર ગણિત

૧ – ૩ – ૫ ૬ – ૮ – ૧૦ – ૧૨ – ૧

સા – રે – ગ મ – પ – ધ – નિ – સા

આ ગણિત લક્ષમાં રાખીને કોઈ પણ પાસા પરથી સ્હેલાઈથી શીખી શકાશે.

સારેગમ માટે હાથ તૈયારી સ્હેલાઇથી કરવો હોય તો મંદ્ર અથવા મધ્ય સપ્તકના પ્રથમ સુરથી સારેગમ ઉપાડવી અને ઉપરોકત ગણિતના હિસાબે બારેય સ્વરોમાંથી બારીગમ ઉપજાવી કાઢવી. આ રીત બહુ સ્હેલી અને મજાની છે.

## તિવ્ર કોમળની સમજ

• ૧. સ્વરની જમણી બાજુએ કોમળ 'રે'
  ૨. „ „ ડાબી બાજુએ તિવ્ર 'નિ'

૨

હાથ તૈયારી કરવા ખાતર નીચે કેટલીક સારીગમ અને રાગની સામાન્ય લયો આપી છે, એથી શીખનારને કંઈક સરલતા પડશે.

### સારેગમ પહેલી

સા – રે –, ગ – મ –, પ – ધ –, નિ – સાં –.
સાં – નિ –, ધ – પ –, મ – ગ –, રે – સા –.

### સારેગમ બીજી

સા સા રે રે, ગ ગ મ મ, પ પ ધ ધ, નિ નિ સાં સાં;
સાં સાં નિ નિ, ધ ધ પ પ, મ મ ગ ગ, રે રે સા સા.

### સારેગમ ત્રીજી

સારેગ–, રેગમ–, ગમપ–, મપધ–, પધનિ–, ધનિસાં–;
સાંનધ–, નિધપ–, ધપમ–, પમગ–, મગરે–, ગરેસા–.

### સારેગમ ચોથી

સા રે ગ મ, રે ગ મ પ, ગ મ પ ધ, મ પ ધ નિ, પ ધ નિ સાં;
સાં નિ ધ પ, નિ ધ પ મ, ધ પ મ ગ, પ મ ગ રે, મ ગ રે સા.

### સારેગમ પાંચમી

સા રે ગ મ પ, રે ગ મ પ ધ, ગ મ પ ધ નિ, મ પ ધ નિ સાં;
સાં નિ ધ પ મ, નિ ધ પ મ ગ, ધ પ મ ગ રે, પ મ ગ રે સા.

### સારેગમ છઠ્ઠી

સા રે ગ મ પ ધ, રે ગ મ પ ધ નિ, ગ મ પ ધ નિ સાં;
સાં નિ ધ પ મ ગ, નિ ધ પ મ ગ રે, ધ પ મ ગ રે સા.

## સારેગમ સાતમી

સારે સારે ગમપ, રેગ રેગ મપધ, ગમ ગમ પધની, મપ મપ ધનીસા;
સાનિ સાનિ ધપમ, નિધ નિધ પમગ, ધપ ધપ મગરે, પમ પમ ગરેસા.

## સારેગમ આઠમી

સારે સારે ગમપધ, રેગ રેગ મપધનિ, ગમ ગમ પધનિસા,
સાનિ સાનિ ધપમગ, નિધ નિધ પમગરે, ધપ ધપ મગરેસા.

## સારેગમ નવમી

સા રે ગ મ પ ધ, રે ગ મ પ ધ નિ, ગ મ પ ધ નિ સા,
સા નિ ધ પ મ ગ, નિ ધ પ મ ગ રે, ધ પ મ ગ રે સા.

## સારેગમ દશમી

સા – ગ –, રે – મ –, ગ – પ –, મ – ધ –, પ – નિ –, ધ – સા –
સા – ધ –, નિ – પ –, ધ – મ –, પ – ગ –, મ – રે –, ગ – સા –

## સારેગમ અગીયારમી

સારે સારે ગ, રેગ રેગ મ, ગમ ગમ પ, મપ મપ ધ, પધ પધ નિ
ધનિ ધનિ સા,
સાનિ સાનિ ધ, નિધ નિધ પ, ધપ ધપ મ, પમ પમ ગ, મગ મગ રે
ગરે ગરે સા.

## સારેગમ બારમી

સા રે ગ મ, પ – પ –, રે ગ મ પ, ધ – ધ –,
ગ મ પ ધ, નિ – નિ –, મ પ ધ નિ, સા – સા –,
સા નિ ધ પ, મ – મ –, નિ ધ પ મ, ગ – ગ –
ધ પ મ ગ, રે – રે –, પ મ ગ રે, સા – સા –.

આ બારેય સારેગમ ને એક સપ્તકના બારેય સુરોથી વગાડી જોવી. એટલે હાથ તૈયારી સુંદર થઈ જશે. સારેગમનું ગણીત ખ્યાલમા રાખવું એટલે કોઇ પણ સ્વરથી સારેગમ સ્હેલાઇથી બજાવી શકાશે.

આ રાસનું પુસ્તક હોવાથી તેમા તાલ માત્રાનો ગહન વિષય નથી આપ્યો. એ ગહન વિષય વગરનું સંગીત સાવ અધુરૂ છે એ વાત ચોક્કસ છે પરંતુ પુસ્તકના પાનાઓ પરથી તાલ માત્રાનો વિષય સ્હેલાઇથી શીખી લેવો એ સહજ વાત નથી. તાલ માત્રાથી શીખવા માટે તો સારા શિક્ષક નીચેજ રહેવું જોઇએ. પુસ્તક તો કેવળ માર્ગ દર્શક છે. જેટલું શિક્ષક સમજાવી શકે તેટલું પુસ્તક ન સમજાવી શકે. એટલા માટે આમા જે સ્વર દર્શનો આપ્યા છે તેના પર માત્ર સાદા તાલનું નામ જ મૂકર્યું છે. અને બહેનો સ્હેલાઇથી હાથ બેસાડી શકે તેટલા ખાતર સ્હેલી સારેગમો મૂકી છે.

માત્ર કોમળ તિવ્ર સ્વરોની ઓળખાણ કરી લીધા પછી કોઇ પણ બહેન કે બાળક આ રાસમાના સ્વર દર્શનને બેસાડવાનો પ્રયત્ન કરશે, તો જરાયે ગૂચવાયા વગર સીધી રીતે સ્વર-દર્શન બેસાડી શકશે.

× × ×

રાગ રાગણીના રૂપની સાદી સમજ પડે તે ખાતર નીચે કેટલાક પ્રચલીત રાગોના રૂપ મૂકવામા આવે છે. તે રૂપોને વારે વારે પેટી પર ઘૂંટવાથી રાગનો ધ્વની ઉત્પન્ન થશે અને એ ધ્વનીથી રાગનું દર્શન થશે.

### ભૈરવ

સા રેઁ ગ મ પ ધઁ નિ સાં

સાં નિ ધઁ પ મ ગ રેઁ સા

ભૈરવમા ધઁ અને રેઁ વાદી-સંવાદી છે.

### માલકોસ

સા ગ઼ મ ધ઼ નિ઼ સાં

સાં નિ઼ ધ઼ મ ગ઼ સા

માલકોસમા મ અને સા વાદી–સંવાદી છે.

### હિંડોલ

સા ગ મેં ધ નિ ધ સાં

સાં ધ નિ ધ મેં ગ સા

હિંડોલ રાગમા ધ અને ગ વાદી–સંવાદી છે.

### સોહની

સા રેં ગ મેં ધ નિ સાં

સાં નિ ધ મેં ગ રેં સા

સોહિનીમા ધ અને ગ વાદી–સંવાદી છે.

### કેદાર

સા મ પ ધ પ નિ ધ સાં

સાં નિ ધ પ મેં પ ધ પ મ રે સા

કેદારમા મ અને રે વાદી સંવાદી છે.

### યમન

સા રે ગ મેં પ ધ નિ સાં

સાં નિ ધ પ મેં ગ રે સા

યમન કલ્યાણમા ગ અને નિ વાદી–સંવાદી છે.

### વાગેશ્વરી

સા ગૅ મ ધ નિૅ સાં

સાં નિૅ ધ મ ગૅ રે સા

વાગેશ્વરીમાં મ અને સા વાદી સંવાદી છે.

### રાગેશ્વરી

સા મ ધ નિૅ સાં

સાં નિૅ ધ પ મ ગૅ રે સા

રાગેશ્વરીમાં મ અને સા વાદી સંવાદી છે.

### દરબારી

સા રે ગૅ મ પ, ધૅ નિૅ સાં

સાં નિૅ ધૅ નિૅ પ મ પ ગૅ મ રે સા

દરબારી રાગમાં રે અને ધૅ વાદી સંવાદી છે.

### ઝીંઝોટી

સા રે ગ મ પ ધ નિૅ નિ સાં

સાં નિૅ નિ ધ પ મ ગ રે સા

ઝીંઝોટીમાં ગ અને નિૅ વાદી સંવાદી છે.

### સોરઠ

સા રે મ પ નિ સાં

સાં નિૅ ધ પ રે મ પ ધ પ મ ગ રે ગ નિ̱ સા

સોરઠમાં રે અને ધ વાદી સંવાદી છે.

### દેશ

સા રે મ પ નિ સાં

સાં નિ ધ પ રે મ પ ધ પ મ ગ રે નિ સા

દેશમા પ અને રે વાદી સંવાદી છે.

### ભીમપલાસી

નિ સા ગ મ પ ધ નિ સાં

સાં નિ ધ પ મ ગ રે સા

ભીમ પલાસીમા મ અને સા વાદી સંવાદી છે.

### માઢ

સા રે ગ મ પ ધ નિ સાં

સાં નિ ધ પ મ ગ રે સા

માઢ રાગમા સા અને પ વાદી સંવાદી છે.

### આશાવરી

સા રે મ પ ધ સાં

સાં નિ ધ પ મ ગ રે સા

આશાવરીમા ધ અને રે વાદી સંવાદી છે.

### ભૈરવી

સા રે ગ મ પ ધ નિ સાં

સાં નિ ધ પ મ ગ રે સા

ભૈરવીમા ધ અને ગ વાદી સંવાદી છે.

### બિહાગ

નિ સા ગ મ પ નિ સાં રેં

સાં નિ ધ પ મં ગ મ પ મ ગ રે સા

નિ સા ગ મ પ મં ગ મ ગ

બિહાગમા ગ અને નિ વાદી સંવાદી છે.

### તિલક કામોદ

સા રે મ પ નિ સાં

સાં નિ ધ પ મ ગ સા

તિલક કામોદમા સા અને પ વાદી સંવાદી છે.

### તિલાંગ

સા ગ મ પ નિ સાં

સાં નિં પ મ ગ સા

તિલાંગમાં ગ અને નિ વાદી સંવાદી છે.

### ઝીલ્હા

સા ગૅ ગૅ મ પ ધ નિ નિ સાં

સાં નિ નિ ધ પ મ ગૅ ગૅ રે સા

ઝીલ્હા રાગમા સા અને પ વાદી સંવાદી છે.

### ખમાચ

સા રે ગ મ પ ધ નિૅ સાં

સાં નિૅ ધ પ મ ગ રે સા

ખમાચમા ગ અને નિૅ વાદી સંવાદી છે.

### કાફી

સા રે ગॅ ગॅ મ પ ધ નિॅ નિॅ સાં

સાં નિॅ નિॅ ધ પ મ ગॅ ગॅ રે સા

કાફીમા પ અને સા વાદી સંવાદી છે.

### હોરી

સા રે ગॅ મ પ ધ નિॅ સાં

સાં નિॅ ધ પ મ ગॅ રે સા

હોરીમા પ અને સા વાદી સંવાદી છે.

### કૌશીયા

સા રે ગॅ મ ધ નિॅ સાં

સાં નિॅ ધ મ ગॅ રે સા

કૌશીયામા મ અને સા વાદી સંવાદી છે.

### પિલુ

સા રે રે ગॅ ગॅ મ પ ધॅ ધॅ નિ નિ સાં

સાં નિ નિ ધॅ ધॅ પ મ ગॅ ગॅ રે રે સા

પિલુમા ગॅ અને નિ વાદી સંવાદી છે.

### દુર્ગા

સા રે મ પ ધ સાં

સાં ધ પ મ રે – ધ઼ સા

દુર્ગામા મ અને રે વાદી સંવાદી છે.

કેટલાક પ્રચલિત રાગોના ઉપર પ્રમાણે સામાન્ય રૂપક આપ્યાં છે. એ પ્રમાણે પેટી પર ઘુંટવાથી રાગનો ધ્વનિ પ્રગટ થશે, અને ઉપરોક્ત રાગોની સારેગમોમા વારંવાર આંદોલનો આપવાથી રાગ રાગણીનું સામાન્ય જ્ઞાન થશે.

### તાલ

રાસ કટોરીમા મોટે ભાગે હીંચના તાલનો બંધેજ છે. એ સિવાય દાદરા, ખેમટા, જંગલા, લાવણી અને સુલફાક તાલ પણ આપેલા છે, પરંતુ સમુહથી ફરતા ફરતા રાસ ઝીલવા હોય ત્યારે હીંચ અને ખેમટાનોજ ઉપયોગ કરવો. અને કોઇ પણ રાસ એકલા બજાવવો ત્યારે તે રાસ દાદરા અગર ખેમટાના તાલથી બજાવવો.

રાસના સ્વરદર્શનો સાથે તાલની લીંટીઓ નથી મૂકી એનું એકજ કારણ કે આ સાદા તાલ બહેનોને સહજ વરેલા હોય છે, અને વચ્ચે લીંટીઓ ઊભી કરવાથી સ્વરદર્શનને ઓળખવામા સવલતા પડતી નથી એટલે રાસના સ્વરદર્શનો સીધે સીધા મૂકેલાં છે

છાપ દોષના અંગે કોઈ સ્વરમા ફેરફાર થઈ ગયો હોય તો કોઈ જ્ઞાતા પાસે સુધરાવી લેવું.

સ્વરદર્શનો જેમ બને તેમ સરલ કર્યાં છે એટલે બહેનો સહજમા શીખી શકશે.

સ્વરદર્શન શીખવા, શરૂ કરતા પહેલા આ સ્વરમાલિકાનું બરોબર અધ્યયન કરી જવું.

## રા સ ક ટો રી

[ રાગઃ કાફીની ચાલ ]

રાસકટોરી ઝીલો, રાસકટોરી;
સુધાભરેલી ઝીલો, રાસકટોરી.

ધરતીના ચોકમાં,
ચાંદાની ભાતમાં;
આભ અટારી તળે, રાસકટોરી;
ઝીલો રાસકટોરી.

ફરતી છે ફુલ વેલ,
ઢળતી છે ફુલ વેલ;
લળતી કુમારી ઝીલે, રાસકટોરી;
ઝીલો રાસકટોરી.

ગાજે ગગન ગાન,
કોયલની રસતાન;
રાત રઢિયાળી રૂડી, રાસકટોરી;
ઝીલો રાસકટોરી.

ટહૂકે છે મોરલા,
ઝબકે છે તારલા,
સ્નેહે છલંતી ધરો, રાસકટોરી;
ઝીલો રાસકટોરી.

## રાસકટોરી . . . . . સ્વરદર્શન

[ આ રાસ, કાફીની છાયા વડે બજાવી શકાશે–ગાઈ શકાશે. હીંચ અથવા દાદરાના તાલથી આ રાસ ઝીલી શકાશે. ]

રા સ ક ટો – – રી ઝીલો, રા સ – ક ટો – રી.
મ મ મ પ – – ધ નિઁસાં, પ નિઁ ૦ ધઁ પ – મ.
સુ ધા ભ રે – – લી ઝી લો, રા સ – ક ટો – રી.
મ મ મ પ – – ધ નિઁસાં, પ નિઁ ૦ ધઁ પ – મ.

ધ ર તી ના ચો ક માં,
મમ મ પ ધ નિઁ સાં
ચાં દ ની ભા ત મા,
પ નિઁ૦ ધ પ પ મ

આ ભ અ ટા – – રી ત ળે રા સ ક ટો રી.
મ મ મ પ – – ધ નીઁ સાં સાં ગંઁ રેં સાં નિઁ

ઝી લો, રા સ – ક ટો – રી;
ધઁ પ, પ નિઁ ૦ ધઁ પ – મ.

સૂચનાઃ પછીની કડીઓ ' ધરતીના ચોક 'થી ' ઝીલો રાસકટોરી 'ના સ્વર દર્શન પ્રમાણે વગાડવી.

## પ્રેમ–પરાગ

[ રાગ : દેશ ]

મારે હૈયે છે પ્રેમની રેલ, જીવન ઝળકે રે;
મારે આંગણુ સોહે રસવેલ, હૈયું હલકે રે.
સાખીઃ પ્રેમ ભીનો મંસાર છે, પ્રેમાતુર પતિરાજ;
પ્રેમમૂર્તિ શા બાલુડા, ઉગ્યાં પ્રેમ પ્રભાત.
પ્રગટ્યો પ્રેમનો પરાગ મારા–હૈયે જી હો!
ઝબક્યો સ્નેહનો વિલાસ મારા હૈયે જી હો.
મારે આંગણુ સોહે રસવેલ, હૈયું હલકે રે.
સાખીઃ ઉરના અમૃત રેડતી, અર્પું ઉરના દાન;
પ્રેમદેવને મંદિરે, ગાતી જીવન ગાન.
ઉગ્યો સ્નેહનો શશાંક મારા હૈયે જી હો!
ખિલ્યો પ્રેમનો પ્રભાવ મારા હૈયે જી હો!
મારે આંગણુ સોહે રસવેલ, હૈયું હલકે રે.
સાખીઃ 'કુલ–મંડપ'માં ગૂંજતી, મ્હારી પ્રેમળ ધૂન;
સૌરભ એ સુરધામની વેરાતી અણમૂલ.
અમર પ્રેમના અનિલ મારા હૈયે જી હો!
સ્નેહ સાયર સલિલ મારા હૈયે જી હો!
મારે આગણુ સોહે રસવેલ, હૈયું હલકે રે.
સાખીઃ દેવ દીધાં દામ્પત્ય આ, વિલસે ઉર નિકુંજ;
ચિત્રો દોરું સ્નેહના, સોહાવું જગ કુંજ.
ઝીલ્યા જીવનના લ્હાવ મારા–હૈયે જી હો!
ખિલ્યાં સ્નેહનાં સરોજ મારા–હૈયે જી હો!
મારે આંગણુ સોહે રસવેલ, હૈયું હલકે રે.

૧૫–૧–૩૪

પ્રેમ-પરાગ . . . સ્વરદર્શન

[ શુદ્ધ દેશ રાગનો આ રાસ હોય, દાદરા અગર ખેમટા તાલમા ઝીલી શકાશે. અને "મને ઘેલી કીધી નંદલાલ" એ ઢાળમા પણ આ રાસ ગાઈ શકાશે. ]

મા રે હૈયે છે પ્રે-મ ની રે - - - - લ જી-વ ન ઝ ળ કે - રે
નિ સાં પ નિ સાં રે નિં ધ પ નિં ધ પ મ ગ રે રે ગ મ પ ગ મ રે ગ સા
મા રે આ ગણ સો હે - ર સ વે - - - - લ હૈ - - યુ હ લ કે - રે
નિ સાં પ નિ સાં રે નિં ધ પ નિં ધ પ મ ગ રે રે ગ મ પ ગ મ રે ગ સા
પ્રે મ ભી નો સ સા ર છે - - -
મ૦મ રે મ પ ધ મ ગ રે નિં સા
પ્રે મા - ધુ ર પ તિ રા જ,
રે મ પ ધ પ મ ગ રે -,
પ્રે મ મૂ ર્તિ શા - ભા લુ ડા - - - - - - - - -
રે મ પ પ નિ નિ સાં નિ સાં રે સાં નિં ધ પ મ ગ રે
ઉ ગ્યા પ્રે મ પ્ર ભા ત
રે મ પ ધ પ મ ગ રે
પ્ર ગ ટ્યો પ્રે મ નો પ રા ગ મા - રા હૈ યે જી હો -
સા રે મ પ પ નિ નિ સાં રે નિં ધ પ ધ પ મ ગ રે
ઝ ળ ક્યો સ્ને હ નો વિ લા સ મા - રા હૈ યે જી હો -
સા રે મ પ પ નિ નિ સાં રે નિં ધ પ ધ પ મ ગ રે

સુચનાઃ પછી "મારે આગણ સોહે રસવેલ" એ સ્વરદર્શન વગાડવું. અને પછીની કડીઓ સાખીના 'સ્વરદર્શન'થી મારે આગણ સોહે રસવેલ, ત્યાં સુધીના સ્વરદર્શન પ્રમાણે વગાડવી.

# પનઘટ–પ્રભાત

[ રાગ : આઠ ]

સખી, પનઘટની વાટ મને વહાલી લાગે,
સખી, પાણીની હેલ મને મીઠી લાગે;
સખી, પાણી ભરું ને ભાવ હૈયે જાગે,
સખી, સરિતાના વ્હેણુ જોઇ જોબન જાગે.

આભ આરે ઉષાના રંગ નયને નાચે,
ઝીલુ હૈયામા પ્રેમ–ગગ વદને રાચે;
પાદર–વિલસે–વનરાય સૂર પંખી રમે,
ઉગે ઉગે ત્યા તેજ ભાણુ હૈયુ નમે.

ડાળે ડાળે પ્રભાત રગ પંખીના બોલ,
બેઠી કોયલડી એક તેના મીઠા મદ શોર;
રૂડી ઢેલડ રમે ને મીઠું ટહૂકે છે મોર,
[ જાણ્યે ] વેલડી લળે ને મોર રેતો ઉર–કોલ.

ઉર ઉજળા પ્રભાત મ્હારુ હૈયું રમે,
મીઠા સહિયરના સાથ મ્હારા મનને ગમે;
એવા મહિયરના મહોલ મારા નયને વસે,
રમું પનઘટને ઘાટ વાટ વહાલી ગમે.

ભરુ હેત ભર્યાં નીર–ચીર ભીના થતા,
મારી ગાગરમા સાત સાયર રમતા જતા;
ઉંડા ઉરના અબોલ બોલ ઉડે આકાશ,
મીઠું લાગે મહિયર–પનઘટનું પ્રભાત.

૧૫–૧–૩૪

પનઘટ–પ્રભાત . . . સ્વરદર્શન

[ માઢ રાગનો આ રાસ 'એક સાચાનો સંગી.' એ તરજમાં બહુ હલકથી ગાઈ શકાશે. તાલ હીંચ, દાદરા અગર ખેમટા. ]

સ ખી પ ન ઘ ટ ની વા ટ મ ને
સા સા સા સા સા મા ગ રે સા

વ હા લી લા ગે
નિ નિ સા નિ ધ

સ ખી પા ણી ની હે લ મ ને
ધ રે સા નિ ધ ધ પ ગ મ

મી ઠી – લા ગે
પ ધ ની ધ પ

સ ખી પા ણી ભ રું ને ભા વ
મ મ મ મ મ મ રે રે રે

હૈ યે જા ગે
મ મ પ ધ

સ ખી સ રિ તા ના વ્હે ણુ જો ઈ
પ રે સા નિ ધ પ મ ગ રે રે

જો બ ન જા ગે
સા સા રે ગ સા

પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# મયૂર

## [ રાગ : તિલક કામોદની છાયા ]

વન રે વગડાના મારા મોરલા, એક કરજે મીઠો ટહુકાર રે;
તારા રૂડા રૂપાળા રંગ ઘેરલા, કાંઇ ગાજે ઘેરો મલ્હાર રે;
વન રે વગડાના મારા મોરલા.
અણમૂલ રંગે રેલતો, ને કલગી–નૃત્ય ચકોર;
સુંવાળી ગરદન તણો, મલપે મુગ્ધ મરોડ.
મારા દિલના ચોરણહાર ઓ, કરજે થૈ થૈ ના મીઠા નાચ રે;
વન રે વગડાના મારા મોરલા.
હૈયું હેતેથી ભર્યું, રસમય તારી ચાલ;
દેજે નીર એ નેણના, તારી ઢેલડ છે બેહાલ.
ઘેલી ઢેલડના રખેવાળ ઓ, દેજે આંસુડાના દાન રે;
વનરે વગડાના મારા મોરલા.
આંબા ડાળે મંજરી, જોતી તારી વાટ;
મધુરો ટહુકો આપજે, પૂરજે એની આશ.
તારા વિના એકલ આંખો ઝૂરતો, મનમાં રટે તારાં નામ રે;
વનરે વગડાના મારા મોરલા.
તુથી સોહે શારદા, ને સોહે વરસાદ;
તુથી ઓપે આંગણા, પગલે પડતી ભાત.
છત્ર–કલાના કરનાર ઓ, દેજે તું દિલ કેરી છાંય રે;
વનરે વગડાના મારા મોરલા.
તુંથી ઉજળા ડુંગરા, તુંથી ઉજળા મેઘ;
તુંથી ઉજળી ઢેલડી, તુંથી ઉજળા દેવ.
તારા માન મોંઘા દેવરાજમાં, તું શારદનો શણગાર રે;
વનરે વગડાના મારા મોરલા.
મારા મનનાં મોરલા, દે ઘેરો ટહુકાર;
હૈયાં થડકે નાગનાં, ને વાદળ ઝેંકાર.
મારા હૈયાના હેત ભીના રાજ ઓ, રમજે રસિક રમ રાસ રે;
વનરે વગડાના મારા મોરલા.

૪–૧૨–૩૩

## મયૂર

## સ્વરદર્શન

[ આ રાસ તિલક કામોદની છાયા વડે રંગાયેલો છે. તેમા આવતી સાખી દેશ રાગની છે. હીંચ, દાદરા અથવા ખેમટાના તાલથી આ રાસ ઝીલી શકાય. ]

વ ન રે – વ ગ ડા ના – મા રા – મો ર લા
રે ગ મ પ મ ગ રે ગ સા ગ રે ગ નિ રે સા
એ ક ક ર જે મી – ઠો – ટ – હૂ કા – ર રે
ગ મ ગ મ રે પ મેં પ મેં પ મ પ મેં ગ રે સા

સૂચના : ' તારા રૂડા ' એ ' વનરે વગડાના ' તે પ્રમાણે.

### સાખી

અ ણ મૂ લ રં ગે રે – લ તો – – – – – – – – –
રે રે મ મ પ પ નિ નિ સાં નિ સા રેં સા નિ ધ પ મ ગ રે
ને ક લ ગી નૃ ત્ય – ચ – કો ર
રે રે મ પ ધ પ મ ગ રે નિ સા૦

સુ વા ળી – ઝ ર દ ન – ત ણો – – – – – – – –
રે રે મ મ પ પ નિ નિ સાં નિ સાં રેં સા નિ ધ પ મ ગ રે
મ લ પે – મુ ગ્ધ મ રો – ડ –
રે રે મ પ ધ પ મ ગ રે નિ સા.

પછી ઉપર પ્રમાણે.

# ભાભી

## [ રાગ : જેતશ્રીની છાયા ]

સ્નેહ સરવરીયે ખીલી કમળ કેરી પાંખડી રે લોલ;
મારે મન્દિરીયે ભાભીની ભાવ ભરી આંખડી રે લોલ.
પ્રેમ વૃક્ષ સમ ભાઈ છે, ભાભી સ્નેહલ વેલ;
જીવનની રસ માધુરી,
નિર્મળ એ રસગેલ, ભાવ ભરી આખડી રે લોલ. ભાભીની૦
ભાઈ ઘરનો આભલો, આપે ઉરની છાંય;
ભાભી મોહક મંજરી,
મલપે મનડા માંય, ભાવ ભરી આખડી રે લોલ. ભાભીની૦
પિયરની પ્રભુતા મૂકી, લાગ્યા માનાં ભાવ;
પરને પોતાના કરી,
ઝીલ્યા જીવન લ્હાવ, ભાવ ભરી આંખડી રે લોલ. ભાભીની૦
ત્યાગ્યાં બાંધવ બેનડી, દાદાનાં દરબાર;
સાથ મૂકયો સહિયર તણો,
ઉર ઝરતી અમીધાર, ભાવ ભરી આખડી રે લોલ. ભાભીની૦
મન ગમતા મોસાળના, મૂકયાં પલમાં પ્રેમ;
પરમ પ્રતિમા સ્વર્ગની,
વરસાવે રસ હેમ, ભાવ ભરી આખડી રે લોલ. ભાભીની૦
કોયલડી કૂહૂકી રહી, વેણે વિનય વિનોદ;
પલકે પાંપણ પોયણી,
પરમ પ્રેમ વિશોદ, ભાવ ભરી આંખડી રે લોલ. ભાભીની૦
સારસ જોડી સમદીસે, ઉરની એકજ તાન;
હાસ્ય મધુરાં વેરતી,
પાથરતી રસ લ્હાણ, ભાવ ભરી આંખડી રે લોલ. ભાભીની૦
કૃષ્ણ કનૈયો ભાઈ છે, ઉરના હેત અપાર;
ભાભી મીઠી મોરલી,
રેલે ગીત રસાળ, ભાવ ભરી આંખડી રે લોલ. ભાભીની૦
અમ્મર રેજો ચાંદલો, અમ્મર ઉરના ભાવ;
જગ ઘેલી આ જોડલી,
ઝીલજો પ્રેમ પ્રભાવ, ભાવ ભરી આંખડી રે લોલ. ભાભીની૦

૬-૧૨-૩૩

ભાભી

સ્વરદર્શન

[ જેતશ્રી રાગની છાયાથી રચાયેલો આ રાસ બહુ મીઠો ભાવ ઉત્પન્ન કરશે. હીંચ, દાદરા અગર ખેમટાના તાલમા ઝીલી શકાશે. ]

સ્નેહ સ ર વ રો યે ખી લી
સાસા પપપ ગ મ પ૦ સાં

ક મ - ળ કે રી પા ખ ડી રે લો લ
નિં ધ પ મ ગં રે નિં ધ પ ગં રે સા

સુચના 'મારે મન્દિરીયે' ઉપર પ્રમાણે'

પ્રે મ વૃ ક્ષ સ મ ભા ઇ છે - - - -
પ પ પ પ પ્ પ્ પ ધ નિં પ સાં...,

ભા ભી - સ્ને હ લ ચે લ
નિં ધ પ મ નિંધ પ -

જી વ ન ની ર સ - મા ધુ રી - - -
ગં ગં ગં ગં ગં ગંસા ગં મ પ ગં રે સા,
નિ ર્મ ળ એ - ર સ ગે લ - -,
સાં સાં રે સાં નિંધ મ પ્ ધ્ નિં સાં.

ભા વ ભ રી આ ખ ડી-રે લો લ
પ મ ગં રે મ ગં રે ગં સા -

સુચનાઃ 'ભાભીની ભાવભરી આખડી રે લોલ' પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## કુળ દીવડો

[ રાગ: ખમાચની છાયા ]

કુળ દીવડા હો રાજ !
કુળ દીવડા હો રાજ !
મારા સૂના આંગણ ઉગ્યા, દીવડા હો રાજ !
કુળ દીવડા હો રાજ !

દેવ દીધલા હો રાજ !
દેવ દીધલા હો રાજ !
એવે સૂના ખોળામાં, દેવ દીધલા હો રાજ !
કુળ દીવડા હો રાજ !

જીવન ઝૂલણાં હો રાજ !
જીવન ઝૂલણાં હો રાજ !
મારા હૈયે રમે છે, જીવન ઝૂલણા હો રાજ !
કુળ દીવડા હો રાજ !

ઉર સોણલાં હો રાજ !
ઉર સોણલાં હો રાજ !
મારા મંડપે ઉગ્યાં, ઉર સોણલા હો રાજ !
કુળ દીવડા હો રાજ !

મારા બાલુડા હો રાજ !
મારા બાલુડા હો રાજ !
જુગ જુગ જીવોને, મારા બાલુડા હો રાજ !
કુળ દીવડા હો રાજ !

૪-૧૨-૩૩

'કુળ દીવડો . . . . . . . . . . સ્વરદર્શન

[ ખમાચની મનરંજક છાયા વડે આ રાસ ગાઈ શકાશે. હીંચના તાલમાં ઝીલી શકાશે. ]

કુ ળ દી વ ડા – – હો રા – જ
ગ મ ૦ પ ધ પ સાં નિઁ ધ પ – –

કુ ળ દી વ ડા – – હો રા – જ
ગ મ ૦ પ ધ પ સાં નિઁ ધ પ – –

મા રા – સૂ – ના – આ ગ – ણુ ઉ આ –
પ ધ પ પ સાં સાં ૦ સાંનિ સાંનિ ધ પ ધ

દી વ ડા – – હો રા જ
પ ધ પ – મ ગ રે સા

કુ ળ દી વ ડા – – હો રા – જ
ગ મ૦ પ ધ પ સાં નિઁ ધ પ – –

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે

## દેરાણી

[ રાગ : કૌશિયાની છાયા ]

મારા દીયરની રસવેલ, આવ્યાં દેરાણી !
એની પાંપણે પ્રેમની રેલ, આવ્યાં દેરાણી !
એને ઉર ઉછળે ઉલ્લાસ, રસિયા દેરાણી !
એને પગલે પ્રેમ પ્રકાશ, વસીયા દેરાણી !
એના કોયલ જેવા વેણ, વિલસે દેરાણી !
એને નયને રસના વ્હેણ, ઉછળે દેરાણી !
ગૃહ સેવાના અભિલાષ, ઉરમાં દેરાણી !
એને વદને ચંદ્ર ઉજાશ, પ્રગટયા દેરાણી !
એ તો ઉરમાં મીઠા ભાવ, ભાવે દેરાણી !
શરમાતી સુંદર ચાલ, ચાલે દેરાણી !
જાણે રમતું નાનું બાળ, ઘરમાં દેરાણી !
એની ઘેલી ઘેલી આંખ, વરમાં દેરાણી !
એને જળ ભરવાના કોડ, જાજા દેરાણી !
એનો મોહક અંગમરોડ, ન્હાનાં દેરાણી !
એના મધુરા સ્નેહ પ્રકાશ, ન્યારા દેરાણી !
અમ આંગણીયે ઉજાસ, લાવ્યાં દેરાણી !

૮-૧૨-૩૩

## દેરાણી . . . સ્વરદર્શન

[ ઢોળિયા રાગની છાયા અને વટસાવિત્રીના રાહનો આ રાસ હીંચ, દાદરા અગર ખેમટાના તાલમા બહુ મજાથી ઝીલી શકાશે ]

મા રા દી ય ર ની ર સ વે લ
સા સા સા પ પ પ ગ મ પ નિં

આ વ્યા – દે – રા – ણી –
ધ પ મ ગ મ પ ધ પ મ

એ ની પા પ ણે પ્રે–મ ની રે લ
ગ ગ રે ગ ગ ગ મ પ ધ પ૦મ

આ વ્યાં – દે – રા – ણી
ગ રે ગ પ મ ગ રે ગ સા

સૂચના:—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# યૌવન મૂર્તિ

[ રાગ! નુરસારંગની છાયા ]

લીલી કમખી ને ઓઢણું લાલ અલબેલડી,
માંહી ગૂંથ્યા છે બાવન બાગ સાહેલડી;

ઝીણી કોર કળાય ના,
લીલમ લેથો છૂપાય ના.

હૈડામાં હોડ ઉરે થડકા અલબેલડી,
ઘઉંલાની જોડ રૂડા રણકા સાહેલડી;

લાલ ટીલી કપાળમાં,
ઝુલર હલકે છે કાનમાં.

બાંધ્યા અંબોડે ચૌદ લોક અલબેલડી,
શરમ શેરડા સુંવાળી ડોક સાહેલડી;

કર ચુડી કરમાય ના,
નાકે આંટો છૂપાય ના.

ઉગતાં યૌવન છે આજ અલબેલડી,
જગમાં છવાયા રસરાજ સાહેલડી;

હૈયે મીટ મંડાય ના,
મીઠી નજરું ઝીલાય ના.

૪-૧૨-૩૩

# યૌવન મૂર્તિ . ! . સ્વરદર્શન

[ આ રાસમાં તુરસારંગની સુમધુર છાયા છે. બહેનોના કોમળ કંઠમાં આ રાસ સહજ ભાવે ઉતરી જશે. હીંચના તાલથી આ રાસને ઝીલવો.]

લી લી   ક મ ખી ને   ઓ ઢ ણુ
સા સા   સા સા સા સા,   મા નિ—

લા લ – અ લ બે લ ડી—
પ નિ પ સા નિ પ મ મ—

માં હીં ગૂં થ્યા છે બા વ ન
સા સા સા સા સા સા સા નિ—

બા ગ – સો – હે લ ડી—
પ નિ પ સા નિ પ મ મ

ઝી ણી કો ર – ક ટા વ ના —
સા સા ગ રે રે રે રે – સા —

લી લ મ હે – હે મ – પા ન ટ
સા સા નિ પ નિ પ સા નિ પ ર ર

સૂચનાઃ—પહેલી [illegible]

# હાલાં હાલવાલ રે !

## [ રાગ : કાનરાની છાયા ]

વીરો પારણીયામાં ઝુલે, હાલા હાલવાલ રે !
એની પારણીયું હીંચોળે, હાલાં હાલવાલ રે !
સોને પારણીયું મઢેલું, હાલાં હાલવાલ રે !
રૂડા હીરલે જડેલું, હાલાં હાલવાલ રે !
લીલા પોપટ નાચે ધીમા, હાલા હાલવાલ રે !
રણકે ઘુઘરીયુંના ઝુમા, હાલા હાલવાલ રે !
હીરની ગુંથેલી છે દોરી, હાલાં હાલવાલ રે !
ફરતી સોના વરણી ચકલી, હાલાં હાલવાલ રે !
માથે નાચે મીઠા મોર, હાલાં હાલવાલ રે !
પવને પારણીયું હિલોળ, હાલાં હાલવાલ રે !
ભાઈને ભાવે મોતી લાડુ, હાલાં હાલવાલ રે !
હેતે ભાઇના મોંમા આલું, હાલાં હાલવાલ રે !
ભાઇ તો પારણીયામાં પોઢે, હાલાં હાલવાલ રે !
માથે શાલ દુશાલા ઓઢે, હાલા હાલવાલ રે !
ભાઈને ગુલાબ નિંદર આવે, હાલાં હાલવાલ રે !
ભાઈ ચરૂ સોનાના લાવે, હાલા હાલવાલ રે !
ભાઈ તો નિંદરડીના ખોળે, હાલા હાલવાલ રે !
ભાઈ સાત સાગર ડોળે, હાલાં હાલવાલ રે !
ભાઇ પરણે નૌતમ નારી, હાલાં હાલવાલ રે !
એની માગે એક સાડી, હાલાં હાલવાલ રે !
પાટણ દેશે ભાઈ જાતા, હાલા હાલવાલ રે !
મોંઘા પટોળાં બે લેતાં, હાલાં હાલવાલ રે !
રૂડું બેનડી ને આલે, હાલાં હાલવાલ રે !
એની ભાઈને વધાવે, હાલાં હાલવાલ રે !

૬–૧૨–૩૩

હાલાં હાલવાલ રે ! . . સ્વરદર્શન

[ કાનરાની હૃદય મુગ્ધ છાયામાં આ હાલરડું બ્હેનોના કંઠમાં સ્હેજે આવી શકશે જગના તાલમાં આ હાલરડું સુંદર રીતે ઝીલાશે ]

વી રો પા ર ણી યા મા ઝૂ લે
સા સા રે મ મ ગ રે સા રે

હા લા હા લ વા લ રે
સા સા રે સા રે મ પ ગ

એ ની પા ર ણી સુ હિ ચો ળે
સા સા રે મ મ ગ રે સા રે

હા લા હા લ વા લ રે
સા સા રે સા રે મ પ ગ

સૂચનાઃ—પછીની કડીઓ ઉપર પ્રમાણે

# વરઘેલી

[ રાગ : ગુણકલીની છાયા ]

વહેલી પ્રભાતે ઉઠતી ને, પૂજું પતિના પાય રે;
સહુ વરઘેલી કહે.
નાવણ કરાવું નાથને ને, ઝીલું જીવન ઉલ્લાસ રે;
છો વરઘેલી કહે.
મીઠડી માંડે આંખડી ને, હસે હૃદયના ભાવ રે;
સહુ વરઘેલી. કહે.
ખીલે હૃદય રસ-પાંખડી ને, ઝીલું પ્રિતમના લ્હાવ રે;
છો વરઘેલી કહે.
ભોજન કરાવું પ્રેમથી ને, અર્પુ ઉર ઉપહાર રે;
સહુ વરઘેલી કહે.
પ્રેમે પીરસું પ્રાણને ને, સ્નેહે ભરું રસથાળ રે;
છો વરઘેલી કહે.
કામ કરું ઘર આંગણે ને, રટું રસિકનું નામ રે;
સહુ વરઘેલી કહે.
જળ ભરવાને સંચરું ને, ગાઉં પ્રિતમના ગાન રે;
છો વરઘેલી કહે.
પ્રિતે પોઢાડું કંથને ને, આપું જીવનના તેજ રે;
સહુ વરઘેલી કહે.
સેવું સ્વામિના સોણલાં ને, રેલું જીવન રસરેલ રે;
છો વરઘેલી કહે.

૫-૧૨-૩૩

## ડોશીમાની ઘંટી . . . સ્વરદર્શન

[ આ ગીત ભજનના રાહનું છે બહુજ ધીમેથી આ ગીત હીંચ, દાદરા અથવા ખેમટાના તાલમા ગાવાથી અનેરો આનદ આપશે ]

ઉ ગ્યા ન થી અ જ વા ળા – આ બે –
સા સા સા સા સા સા ધ નિઁ ધ સા નિઁ ધ

વા ય રા શી ળા – વા ય
પ ધ પ નિઁ ધ પ મ –

રે હો વા ય રા શી ળા વા ય
ધઁ પ રે ગઁ રે મ ગઁ રે સા

ના દ ન થી કુ ક ડા એ — ક યોં —
મ મ મ મ મ મ નિઁ નિઁ ધ મા નિઁ ધ

ગા વ ડી પ હ રે જા ય
પ ધ પ નિઁ ધ પ મ –

ડો શી મા ની ઘ ટી – ગા જે –
ગઁ ગઁ ગઁ રે સા રે સા ગઁ રે –

ઘે રો કો ઈ ઘુ ઘ રી ગા જે
મ મ મ ગ રે ગ મ રે મા

## ડોશીમાની ઘંટી

### [ ભજનનો રાહ ]

ઉગ્યા નથી અજવાળા આભે, વાયરા શીળા વાય;
રે...હો વાયરા શીળા વાય;
નાદ નથી કુકડાએ કર્યો, ગાવડી પહરે જાય,
ડોશીમાની ઘંટી ગાજે;
ઘેરો કોઇ ઘુઘરો ગાજે.

હાલરડાંમા બાળક સૂતા, નિંદરડીના રાજ,
રે...હો નીંદરડીના રાજ;
નવી વહુને નિંદર આવે, ત્રબકે તારા આભ,
ડોશીમાની ઘંટી ગાજે,
દૂરનું કોઇ દેવળ ગાજે.

અંધારે ડૂબી આભ અટારી, ખેડૂતના ખોખાર;
રે...હો ખેડૂતના ખોખાર;
ડોશીમાને સ્મરણ જાગે, ઘેરો ઘંટીનો નાદ,
ડોશીમાની ઘંટી ગાજે;
આભે ઉડતો મેઘ ગાજે.

કુકડો બોલ્યો, ઝાલર વાગી, જાગ્યા પ્રભાતી રાગ,
રે...હો જાગ્યા પ્રભાતી રાગ;
આભલે આછા તેજ ફૂટયા, વહુ એ પાડયા સાદ,
ડોશીમાની ઘંટી ગાજે;
ધીરી ધીરી ધરતી ગાજે.

૫-૧૨-૩૭

## ડોશીમાની ઘંટી . . . સ્વરદર્શન

[ આ ગીત ભજનના રાહનું છે. બહુજ ધીમેથી આ ગીત હીંચ, દાદરા અથવા ખેમટાના તાલમા ગાવાથી અનેરો આનંદ આપશે. ]

ઉ આ ન થી અ જ વા ળા – આ ભે –
સા સા સા સા સા સા ધ નિ ધ સા નિ ધ

વા ય રા શી ળા – વા ય
પ ધ પ નિ ધ પ મ –

રે હો વા ય રા શી ળા વા ય
ધં પ રે ગં રે મ ગં રે સા

ના દ ન થી કુ ક ડા એ — ક ર્યો —
મ મ મ મ મ મ નિ નિ ધ સાં નિ ધં

ગા વ ડી પ હ રે જા ય
પ ધ પ નિ ધ પ મ –

ડો શી મા ની ઘં ટી – ગા જે –
ગં ગં ગં રે સા રે સા ગં રે –

ઘે રો કો ઈ ઘુ ઘ રી ગા જે
મ મ મ ગ રે ગ મ રે સા

## વસંત-દર્શન

[ રાગ : વાગેશ્રી ]

આવી વસંત અલબેલડી રે લોલ!
આવી વસંત રસઘેલડી રે લોલ!
હૈયા હેતે ઉભરાય;
ઉર અમૃત છલકાય......આવી૦

૨

ફુલડે ફોરેલ રસ વેલડી રે લોલ!
કૂહકે કોકિલ રસ ઘેલડી રે લોલ!
પંચમ નાદે ગવાય;
જીવન ગીતડાં ઝીલાય......આવી૦

૩

મલપે મધુરી રસ આંખડી રે લોલ!
સ્નેહે છલંતી રસ પાંખડી રે લોલ!
નાચે નાચે મકરંદ;
રાજ રાચે વસંત......આવી૦

૪

કેસર રંગીલી રસ વેરતી રે લોલ!
ફુલડા કટોરો રાસ ખેલતી રે લોલ!
મારી આશા ઉભરાય;
મારી ઊર્મિ છલકાય.

આવી વસંત અલબેલડી રે લોલ!
આવી વસંત રસ ઘેલડી રે લોલ!

૪-૧૨-૩૩

## વસંત–દર્શન · · · સ્વરદર્શન

[ શુદ્ધ વાગેશ્વરીની હૃદય વેધક હલકવડે આ રાસ હીંચ, દાદરા અથવા ખેમટામાં બહુ સ્હેલાઈથી ગાઈ શકાશે. ]

આ વી વ સ – ન્ત – અ લ બે લ ડી રે લો લ
સાં સાં નિ ધ ० ધ ० પ ધ નિ ધ મ ગ રે સા

આ વી વ સ – ન્ત – ર સ ઘે લ ડી રે લો લ
સાં સાં નિ ધ ० ધ ० પ ધ નિ ધ મ ગ રે સા

હૈ યા — હે તે ઉ ભ રા ય
મ મ ગ મ ધ ધ નિ સાં સાં

ઉ ર — અ મૃ ત છ લ કા ય
સાં રેં સાં મં ગં રેં સાં નિ ધ ધ

સૂચનાઃ—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## પ્રણય–ઉપહાર

[ રાગ : સીંધી ભૈરવી ]

સેજો પ્રણય રસ ઉપહાર;
ઝીલજો જીવનના અંબાર.

મધુરાં મધુરા ફુલડાં ફોરે;
એ ફોરમમાં દિલડાં ડોલે.

ઉરના એ શણગાર;
લેજો પ્રણય રસ ઉપહાર.

વણ વિકસ્યા ને એ વિકસાવે;
ઉર અંધારે જ્યોતિ જલાવે.

હૃદય — રસ — ભંડાર;
લેજો પ્રણય રસ ઉપહાર

નિર્મળ એ રસ પાન મધુરાં;
સદા અખૂટ ને છતાં અધૂરાં.

પીજો — પાજો — પ્યાર;
સેજો પ્રણય રસ ઉપહાર.

૧૧–૧–૩૪

પ્રણય-ઉપહાર

## સ્વરદર્શન

[ સીધી ભૈરવીના સુરીલા સ્વરમાં આ ગીતનો બંધેજ કરેલો છે. ત્રિતાલ અગર જંગલાના તાલથી આ ગીત ગાઈ શકાશે. ]

લે – જો – પ્ર ણ ય ર સ ઉ પ હા ર
પ – મ – સા સા રે ગॅ રે સા રેॅ સા –

ઝીલજો – જી વ ન ના – અં – બા ર
પ – મ – સા સા રે ગॅ રે સા રેॅ સા –

મ ધુ રાં, મ ધુ રાં – ફુ લ ડાં – ફો – રે
પ પ પ, પ ધॅ પ મ પ ધ નિॅ સા નિॅ ધॅ પ

એ – ફો ર મ માં – દિ લ ડાં – ડો – લે
પ પ પ પ ધॅ પ મ પ ધ નિૅ સા નિૅ ધૅ પ

ઉ ર ના – એ – શ ણ ગા ર
મ સા સા નિૅ નિૅ ધૅ ધૅ પ પ મ૦

લે – જો – પ્ર ણ ય ર સ ઉ પ હા ર
ગૅ ગૅ પ મ સા સા રે ગૅ રે સા રેૅ સા –

સૂચનાઃ—પછીની કડીઓ 'મધુરાં મધુરાં ફુલડાં ફોરે' ત્યાંથી લેજો 'પ્રણય રસ ઉપહાર' ત્યાં સુધીના સ્વરદર્શન પ્રમાણે વગાડવી.

## ભાભીસાહેબ !

### [ રાગઃ વેરાડી રાગની છાયા ]

અંગ્રેજી ભણતર ભણીને આવ્યાં, ભાભીસાહેબ !
ફેનસી બુટની જોડીયું લાવ્યાં, ભાભીસાહેબ !
રંગબેરંગી જ્યોરજેટ પેરતાં, ભાભીસાહેબ !
વાંકો સેંથોને પાવડર છાંટતાં, ભાભીસાહેબ !
કાંડે કટકટીયું બાંધીને ફરતાં, ભાભીસાહેબ !
ખુરશી ટેબલે ખાણું રે કરતાં, ભાભીસાહેબ !
પાંપણુની પલકે ભાઇને નચવે, ભાભીસાહેબ !
હાથની તાળીયે ઘરને ગજવે, ભાભીસાહેબ !
પાણીડાં ભરતાં લાજી મરે છે, ભાભીસાહેબ !
રસોઈ કરતાં દાઝી પડે છે, ભાભીસાહેબ !
બાળક મલીને બાગમાં ફરતાં, ભાભીસાહેબ !
કાળી બિલાડી જોઇને ડરતા, ભાભીસાહેબ !
નાટક સિનેમા હરખે જોતાં, ભાભીસાહેબ !
ઘરમાં એકલા રોપથી રહેતાં, ભાભીસાહેબ !
સાસરિયાંની સેવા વિસારે, ભાભીસાહેબ !
એવાં રંગીલાં આવ્યાં અમારે, ભાભીસાહેબ !

૬-૧૨-૩૪

## ભાભીસાહેબ ! . . . . સ્વરદર્શન

[ વેરાડી રાગની છાયાનો, આ રાસ હીંચ, દાદરા અથવા એમટામા બહુ મજાથી ઝીલી શકાશે. ]

અં ક્રે – જી ભ ણુ ત ર ભ ણી ને
સા સા સા પ઼ પ પ ગ મ પ નિ઼ ધ

આ – વ્યાં ભા ભી સા હે બ
પ મ ગ઼ રે રે મ ગ રે સા

ફે ન સી – ચુ ટ ની – જો ડી યું
પ નિ઼ ધ પ મ પ મ ગ઼ રે પ મ

લા – વ્યા ભા ભી સા હે બ
રે ગ રે રે મ ગ રે સા

સૂચનાઃ—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## જળ ભરવા

[ રાગ : કેશની છાયા ]

ત્રાબાનું બેડલું હીરની ઈંઢાણી,
સાથમા લઈએ સરખી સાહેલડી;
જળ ભરવાને જઈએ હો બેની !

પરણ્યાની પ્રીત બેન હૈયામા રાખી,
સાસુ સેવાની ઉર સુવાસ ધારી;
જળ ભરવાને જઈએ હો બેની !

નણદીના નેહ વેણુ વાટે વખાણી,
જેઠાણીને બેન મોટેરી માની;
જળ ભરવાને જઈએ હો બેની !

મોહ્ડું મરકીયે શીલ વ્રત ધારી,
દઈએ સાહેલડીને સ્નેહભરી તાળી;
જળ ભરવાને જઈએ હો બેની !

સ્નેહ સાગરના સીંચીએ વારી,
મનડાના મેલ બેન દઈએ વિસારી;
જળ ભરવાને જઈએ હો બેની !

વીરડાના જળ ભરી હેતથી હસીયે,
સ્વામી સંગાથે સ્નેહેથી વસીયે;
જળ ભરવાને જઈએ હો બેની !

૬–૧૨–૩૬

જળ ભરવા ॥ ૨ ॥ સ્વરદર્શન

[ દેશ રાગની છાયાનો આ રાસ હીંચ અથવા દાદરાના તાલથી સુંદર રીતે ઝીલી શકાશે ]

આ – બા નું એ ક હું ને ઠી ર ની
ગ મ પ નિ નિ નિ સાં સાં નિ સાં રેં

ઈ – હો – ણી
સાં નિં ૦ પ પ

સા – થ મા લ – ઈ એ સ ર ખી
ગ મ પ નિ નિ નિ સાં સાં નિ સાં રેં

સા હે લ ડી
સાં નિં૦ ધ પ

જ ળ ભ ર વા – ને – – જ ઈ એ હો મે ની
નિં નિં નિં – નિં૦ ધ઼ પ઼ મ઼ રે઼ નિં પ મ રે સા –

સૂચનાઃ—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## સાલુડાની કોર

[ રાગ : ઝીલ્લા માંડની છાયા ]

પાણીડાં ભરતા, ને વાસીદાં વાળતાં,
પીરસી પ્રિય કંથ ને પ્રિતે જમાડતાં;

પૂરું પ્રેમે પિરસાય ના,
જરા સ્નેહે બોલાય ના;

પગમા ભરાય સખી, સાલુડાની કોર.
સાસુ સંગાથ સખી, કામે સિધાવતાં,
નણંદીની હોડ પર હૈયું હસાવતાં;

મીઠી ચાલે ચલાય ના,
ઉંચા સાદે બોલાય ના;

પગમાં ભરાય સખી, સાલુડાની કોર.
સ્વામીના સોણુસે, પ્રિયના મેળાપે,
સ્નેહની કુંજ મા એ એકાંત વાસે;

બળ્યું મારે જવાય ના,
પેરા ઝાંઝર છૂપાયના;

પગમાં ભરાય સખી, સાલુડાની કોર.
પાલવડો છોડતાં, વહાલમ રિઝાય ના,
પ્રિયને મનાવતાં પાલવ મૂકાય ના;

બેન બંને રહેવાય ના,
મીઠા મનથી મળાય ના;

પગમાં ભરાય સખી, સાલુડાની કોર.

૪-૧૨-૩૩

## સાલુડાની કોર . . . . . સ્વરદર્શન

[ જીસ્સા માંડની છાયા ભર્યો આ રાસ હોય અથવા દાદરાના તાલથી બહુ હલક ભરી રીતે ઝીલી શકાશે. ]

પા ણી – ઢા – ભ ર તા ને વા સી – દા – વા ળ તાં –
સા સા સા પ પ પ પ પ – રે મ ધૅ પ મ ગૅ રે સા –

પી ર સી પ્રિ ય કં થ ને – પ્રી – તે – જ – મા – ડ તાં
સા સા સા પ પ પ ધૅ પ – રે મ પ ધૅ પ મ ગૅ ૦ રે સા

પૂ રું પ્રે મે – – પિ ર સા – ય ના
પ પ રે઼ મ઼ પ઼ નિ઼ૅ પ મ ગ – રે સા

જ રા ર – ને હે – ખો લા ય ના
મ મ રે મ પ ધૅ પ મ ગૅ રે સા

પ ગ માં ભ રા ય સ ખી સા – લુ ડા ની કો ર
રે સા ધ઼ નિ઼ૅ સા રે ગ મ રે ગૅ રે મ મૅ રે સા

સૂચના:—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## જીવનપંથે જતી બહેનને—

[ રાગ : સુધરાઈની છાયા ]

સહીયર, સાસરીયાના આંગણને સેહાવજે રે;
પતિદેવના પ્રેમે ઝળતા પ્રાંગણને દિપાવજે રે.

સાખી : પિતા તુલ્ય તું માનજે, સસરાજીના વેણ;
જનની જેવા જાણજે, સાસુજીના ક્રેણ.

રીસરાગ કરીશ ના કોદી, હૈયે હેત વધારજે રે;
સહીયર, સાસરીયાના આગણને સેહાવજે રે.

સાખી : રંગીલા દીયર તણા, ઝીલજે બંધુ ભાવ;
નણદીના રસ વ્હેણુંને, લેજે શીળા લ્હાવ.

પ્રેમભરી પિયરની વાડી, સાસરીયે ઉજાળજે રે;
સહીયર, સાસરીયાના આગણને સેહાવજે રે.

સાખી : ઉરના અમૃત રેડજે, પ્રફુલ્લ રાખી પ્રેમ;
નિર્મળતા નવ ત્યાગતી, વિશુદ્ધ રેજે બેન.

અવિકારી ઉરભાવ ધરીને, જીવનને ઝળકાવજે રે;
સહીયર, સાસરીયાના આગણને સેહાવજે રે.

સાખી : જીવન પંથ ત્હારો ત્હા, ત્હા તારો સંસાર;
સુખદુઃખને સરખા ગણી, ઝીલજે જગ અંબાર.

પ્રણય છલંતા ઉરના ફુલડે પ્રિયતમને શણગારજે રે;
સહીયર, સાસરીયાના આગણને સેહાવજે રે.

૧૨–૧–૩૪

## જીવન પંથે જતી બહેનને— . . . સ્વરદર્શન

[સુઘરાઈ રાગની છાયા અને 'પૂનમ ચાંદની' ના રાહથી આ રાગ•જંગલા તાલમાં ઝીલી શકાશે.]

સ હી ય ર સા – સ રી યા – ના આં – ગ ણુ ને –
મ ગ મ મ પ ધ નિ સાં નિ ધ નિ પ ધૅ પ નિ ધૅ પ
સો હા વ જે – – રે
મ પ ધૅ નિ ધૅ પ મ

પ તિ દે વ ના પ્રે – મે – ઝ લ તા માં – ગ ણુ ને
મ મ મ ગ મ પ ધ નિ સાં નિ ધ નિ પ ધૅ પ નિ ધૅ
દિ પા – વ જે – રે –
પ મ પ ધૅ નિ ધૅ પ મ

પિ તા તૂ લ્ય તું મા ન જે – – – – – – – – – – –
સાં• સાં સાં સાં સાં સાં સાં રેં સાં નિ સાં નિ ધ નિ ધૅ પ ધૅ પ મ
સ સ રા જી – ના વેં ણુ
મ મ પ ધૅ નિ ધૅ• પ મ

જ ન ની જે વાં જા ણુ જે – – – – – – – – – – – –
સાં• સાં સાં સાં સાં સાં સાં રેં સાં નિ સાં નિ ધ નિ ધૅ પ ધૅ પ મ
સા – સુ જી – ના કે ણુ
મ મ પ ધૅ નિ ધૅ• પ મ

સૂચનાઃ—'રીસ રાગ કરીશના ક્રોધી' 'એ પતિદેવના પ્રેમે ઝલતા' સ્વરદર્શન પ્રમાણે. ત્યાર પછી ઉપર મૂજબ.

# વસંત

[ રાગ : સોરઠની છાયા ]

મધુરી મધુ મંજરીયો ડોલે...!
આમ્રકુંજે રસાળી;
વસંતની, રસબસતી છોળે—
ઝુલે કોયલ કાળી.

બેન, મધુરી મધુ મંજરીયો ડોલે...!
ફૂદફૂદ કરતી, રસની ભરતી—
સીંચે વિશ્વની વાડી;
સંગીત રંગે, ધરા નિતરતી—
વિલસે વસંત વહાલી.

બેન, મધુરી મધુ મંજરીયો ડોલે...!
અંગ અંગમાં અનંગ પ્રગટે—
સુરંગ લસતી લાલી;
ધસમસતી, રસ ઝરતી આવે—
વસંત આ ઉજ્યાળી.

બેન, મધુરી મધુ મંજરીયો ડોલે...!

૧૨–૧–૩૪

## વસંત . . . . . સ્વરદર્શન

[ સોરઠ રાગની છાયાનું આ રસમય ગીત લાવણી અગર જંગલા તાલથી ગાઈ શકાશે. ]

મ ધુ રી – મ ધુ મં જ રી યો ડો લે –
પ સાં સાં નિ ધ પ મ મ ગ રે ગ રે સા

આ મ્ર કું જે ર સા – ળી
રે રે મ પ પ નિ ધ પ

વ સં ત ની ર સ બ સ તી છો – ળે
મ મ મ પ નિ નિ સાં સાં ગ રે નિ સાં

ઝૂ – લે – કો – ય લ કા – ળી
નિ સાં નિ રે સાં રે નિ સા ધ નિ પ

એ – ન – મ ધુ રી – મ ધુ મં જ રી યો ડો લે –
પ ધ નિ સાં પ સાં સાં નિ ધ પ મ મ ગ રે ગ રે સા

સૂચના:—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# ચંદ્ર અને પ્રિયતમ

[ રાગ : પિયુની છાયા ]

ચાંદો ઉગ્યો છે મારા, ચોકમા રે લોલ !
પ્રિતમ બેઠો છે સામા, ગોખમા રે લોલ !
હૈયું ઝૂલે, મારુ હૈયુ ઝૂલે.

ચાંદાની ભાત મારા, આગણે રે લોલ !
પિયુના પ્રસાદ મારી, પાંપણે રે લોલ !
હૈયું ઝૂલે, મારું હૈયું ઝૂલે.

ચાંદાના તેજ મારા, પુરમા રે લોલ !
પિયુના પ્રકાશ મારા, ઉરમાં રે લોલ !
હૈયુ ઝૂલે, મારું હૈયુ ઝૂલે.

દૂરને આકાશ ચાંદો, રાજ્વી રે લોલ !
ઉરને આકાશ વ્હાલમ, રાજ્વી રે લોલ !
હૈયું ઝૂલે, મારું હૈયું ઝૂલે.

આભેથી નહાણુ ભલે, ઉતર્યાં રે લોલ !
પ્રિયતમના પ્રાણ મેં તો, નીરખ્યા રે લોલ !
હૈયું ઝૂલે, મારું હૈયું ઝૂલે.

૪-૧૧-૩૪

## ચંદ્ર અને પ્રિયયમ . . સ્વરદર્શન

[ પિલુ રાગની છાયાનો 'આ રાસ' હીંચ, દાદરા અગર ખેમટાના તાલમાં ઝીલી શકાશે. ]

ચાં દો – ઉ ગ્યો છે મા રા ઓ – ક માં
ગૅ ગૅ ० રે ગૅ રે સા સા રે મ પ નિ̆

રે શો લ
ધ પ –

પ્રિ ત મ બે ઠો છે સા મા ગો – ખ માં
ગૅ ગૅ ० રે ગૅ રે સા સા રે મ પ નિ̆

રે શો લ
ધ પ –

હૈ યું ઝૂ લે મા રું
નિ સા રે નિ̆ ધ પ

હૈ યું – ઝૂ લે – –
નિ̆ ધ પ મ ગૅ રે સા

સૂચના:—પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# પ્રેમપંથ

[ રાગ : હોરી ]

સંસારને શોભાવનાર, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
આત્મને ઉજાળનાર, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
સાખી : પ્રેમ પંથ સુંદર છતા, છે ખંજરની ધાર;
આત્મ ભોગ જેના ઉરે, પ્રેમ ત્યહાં વસનાર.
વિલાસ વિષ બાળનાર. પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
પ્રથમ શીર કાપનાર, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
સાખી : એ પંથે જનારને, ડગલે ડગલે ઠેસ;
સહન કરે જે સંકટો, તે પામે રસદેશ.
મોહબન્ધ તોડનાર, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
અખંડ ઐક્ય જોડનાર, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
સાખી : પ્રેમ પંથના કંટકો, સઘળા કુસુમ સમાન;
ઉર વાગંતા શીપળા, સહવામા કલ્યાણ.
આત્મ જ્યોતનો પ્રકાશ, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.
દિવ્ય ધામનો વિલાસ, પ્રેમ કેરો પંથ;
પ્રેમ કેરો પંથ.

## પ્રેમપંથ . . . . . સ્વરદર્શન

[ હોરી રાગનો આ રાસ હોય અગર દાદરામાં ઝીલી શકાશે. ]

સં સા ર ને સો હા – વ ના – ર પ્રે મ કે રો પં થ
નિ નિ નિ સાં રેં ધ સાં નિઁ ધ પ ધ ધ પ મ પ રે –

પ્રે મ કે રો પં થ
મ ગઁ રે ગઁ સા –

આ ત્મ – ને ઉ જા – ળ ના – ર પ્રે મ કે રો પં થ
નિ નિ નિ સાં રેં ધ સાં નિઁ ધ પ ધ ધ પ મ પ રે –

પ્રે મ કે રો પં થ
મ ગઁ રે ગઁ સા –

પ્રે મ પં થ સું દ ર છ તા – – – – – – – – – – –
રેં રેં રેં રેં રેં રેં રેં રેં રેં સાં નિઁ પ મ મ પ નિઁ સાં રેં ગઁ

છે ખં જ ર ની ધા ર – – – – – – – – – – –
નિ નિ સાં ગઁ રેં સાં – રેં સાં નિઁ ધ પ મ ગઁ રે સા રે

આ ત્મા ભો ગ જે – ના – ઉ રે – – – – – – –
નિઁ નિઁ રે રે સા સા રે મ પ નિ – પ – ૦ સા – –

પ્રે મ ત્હા વ સ ના ર – – – – – – – – –
નિ ધ પ મ નિઁ ધ પ – ગઁ – રે – નિઁ – સા –

સૂચનાઃ—પછીની કડીઓ અને સાખી ઉપર પ્રમાણે.

## અબોલડાં

[ રાગ : સાદી ગરબી ]

ભાભી, કોણે દેવા કેરી વાત,
અબોલડાં શેણે લીધાં રે;
ઉડ્યા કેમ આંખના ઉજાસ,
રૂસણાં શેણે લીધાં રે.
નથી કેમ હસતા હૈયે ભાવ,
અબોલડાં શેણે લીધાં રે;
શું કાંઇ ઝીલ્યા ઓછેરા લ્હાવ,
રૂસણાં શેણે લીધાં રે.
કે કોઇએ કીધાં કપરાં વેણ,
અબોલડાં શેણે લીધાં રે;
કોણે કાણે ઢાળ્યાં ધમતાં નેણ,
રૂસણાં શેણે લીધાં રે.

\+ + +

વીરા તમારા જાય છે વિદેશ,
અબોલડાં એણે દીધાં રે;
ઝૂરશે મ્હારાં હૈયાં કેરાં હેત,
રૂસણા મીઠાં લીધાં રે.
વારું તોયે વાલ્યમ વળેનાં,
અબોલડાં એથી લીધાં રે;
મારગડો મને કોઇ મળેના,
રૂસણાં મીઠાં લીધાં રે.

૧૮–૧–૩૪

અબોલડાં . . . સ્વરદર્શન

[ આ સાદી ગરબી લાવણી તાલમા ઝીલી શકાશે. ]

ભા ભી કે જો હ યા કે રી વા ત
સા સા સા સા ધ નિ સા નિ ધ પ

અ બો લ ડા શે ણે લી ધાં રે
પ પ ધ નિ ધ મં નિ ધ પ

ઉ ડ્યા કે મ આં ખ ના ઉ જા સ
સા સા સા સા ધ નિ સા નિ ધ પ

રૂ — સ ણા શે ણે લી ધાં રે
પ પ ધ નિ ધ મ નિ ધ પ

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# પટોળાં

[ રાગ : કૌશિક કાનરા ]

સાખી : પિયુ ! પટોળાં સાંપડે, પાટણ દેશ મઝાર;
લખમૂલાં લઇ વોરજો, મારે હૈડે હોસ અપાર.

વહાલાં લાગે, વહાલાં લાગે;
પિયુ ! પટોળા, વહાલાં લાગે.

સાખી : પટોળાં પહેરે પદમણી, સોહે સાજણ સ્નેહ;
તારા વેલની ભાતમાં, ચંદર મુખડો દેહ.

વહાલાં લાગે, વહાલાં લાગે;
પિયુ ! પટોળાં, વહાલાં લાગે.

સાખી : મોરલ, કોયલ, હંસલા, ભાતે ભમે સુજાન;
પિયુ ! પટોળાં લાવજો, મૂલવું મારાં માન.

વહાલાં લાગે, વહાલાં .લાગે;
પિયુ ! પટોળાં, વહાલાં લાગે.

સાખી : સ્નેહલ પટોળાં સંભરે, 'સુખીયા' દન ને રાત;
વીણીં વીણીં ને વોરજો, મારે હૈયે ખીલી ખાંત;

વહાલાં લાગે, વહાલાં લાગે;
પિયુ ! પ્રટોળાં, વહાલાં લાગે.

૧૭–૧–૩૪

પટોળાં . . . સ્વરદર્શન

[ આ રામ કૌશિક કાનરા રાગનો છે. હીંચના તાલથી ઝીલા શકાશે. ]

પિ યુ પ ટો ળા સા પ ડે પા ટ ણ દે શ મ ઝા ર
સા સા સા સા નિ ધ ધ પ નિ ધ ધ પ પ ધ મ –

લ ખ મૂ લા લ ઇ વો ર જો મા રે હૈ ડે હો સ અ પા ર
ધ ધ ધ ધ ધ પ નિ ધ મ પ પ નિ ધ પ પ ધ મ –

વ હા લા લા ગે – – — વ હા લા લા ગે
મ મ મ પ ધ નિ સા નિ ધ૦ પ મ –

પિ યુ પ ટો – ળા – વ હા લા લા ગે
ધ પ મ ગ રે સા રે ગ ગ ગ મ

સૂચનાઃ પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# મેઘ

[ રાગ : મલ્હાર ]

આવી આષાઢની વાદળી સાહેલડી,
લાવી સંદેશ રસ વાદળી સાહેલડી;
વરસે વિભોર જળ વાદળી સાહેલડી, આવી० ૧

ટહૂકે છે મોર મીઠા વનમાં સાહેલડી,
ઢેલડના તોર રૂડા તનમાં સાહેલડી;
બોલે છે બોલ બાપૈયા સાહેલડી, આવી० ૨

ગાજે છે આભ વીજ ચમકે સાહેલડી,
ધરા ધ્રૂજે ને પહાડ કંપે સાહેલડી;
ખેડૂ હરખાય નેણ વંકે સાહેલડી, આવી० ૩

ઘેરા છે ઘોર ઘન ગાજે સાહેલડી,
વેણુના નાદ વન વાગે સાહેલડી;
જગને હિંડોળે મેઘ રાજે સાહેલડી, આવી० ૪

ધરા છે નહાનડી નાર સાહેલડી,
રાજવી મેઘ ભરથાર સાહેલડી;
ધરા ધરે છે શણગાર સાહેલડી, આવી० ૫

મેઘરંગે રમે અલબેલો સાહેલડી,
મદભર મેઘ રસ ઘેલો સાહેલડી;
આવ્યો છકેલ છેલ રેલો સાહેલડી, આવી० ૬

ધરના વિજોગ-સોગ વટચા સાહેલડી,
આઠ આઠ મહિને મટચા સાહેલડી;
હેત ભર હૈયાં હસ્યાં સાહેલડી, આવી० ૭

૧૯-૧-૩૪

મેઘ . . . . સ્વરદર્શન

[ મેઘનો આ રાસ ખાસ મલ્હાર રાગમા ગોઠવ્યો છે હીંચ, દાદરા અને ખેમટાના તાલથી ઝીલી શકાશે. ]

આ વી આ ષા ઢ ની વા દ ળી સા હે લ ડી
સા નિ સા પ મ પ ગ ગ ગ મ રે રે સા

લા વી સ દે શ ર સ વા દ ળી સા હે લ ડી
મ મ પ પ પ નિ નિ સા સા સા સા રે નિ સા

વ ર સે વિ ભો ર જ ળ વા દ ળી સા હે લ ડી
રે રે, રે રે રે સા રે ગ ગ ગ મ રે રે સા

આ વી આ ષા ઢ ની વા દ ળી સા હે લ ડી
સા ની સા પ મ પ ગ ગ ગ મ રે રે સા

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે

## ગ્રામ્ય–પ્રભાત

### [ રાગ : ભૈરવ ]

પ્રભાત ઝળક્યાં રસભરીયાં,
કાંઈ ઉષા સરોવર છલ છલીયા;
રસભરીયાં રે રસભરીયાં,.........................પ્રભાત૦
વળી વહતા નીરમળ નીર ઝરણાં,
ત્યાં રમે રમાના જળ ભરણાં;
રસભરીયા રે રસભરીયાં,......પ્રભાત૦
તે વડલે કોયલ 'કૂહૂ' કરતી,
ને મેના મધુરી રસ ભરતી;
રસભરીયાં રે રસભરીયાં,.........................પ્રભાત૦
કંઇ કલરવ વાયસ ના થાતા,
એ પ્રભાત સંગીત સહુ ગાતા;
રસભરીયાં રે રસભરીયાં,......પ્રભાત૦
ગૃહ આંગણુ રમવા આવ્યા મોર,
કંઇ પગલે ઢળતી રસની છોળ;
રસભરીયાં રે રસભરીયાં,.........................પ્રભાત૦
ત્યાં મદભર મયુરી મલકાતી,
પતિ નૃત્ય નીહાળી હરખાતી;
રસભરીયાં રે રસભરીયાં,......પ્રભાત૦
રસ પ્રભાત વાયુ વહતા'તા,
કંઇ ઘેરાં વલોણાં ઘુમતાં તાં;
રસભરીયાં રે રસભરીયાં,.........................પ્રભાત૦
હજી બાળ રાજવી પોઢયાં તા,
તેણે માતાના હેત–હીર ઓઢયાં તાં;
રસભરીયાં રે રસભરીયાં......પ્રભાત૦

ને દેવ ઝાલરી ત્યાં રણકી,
કંઇ ઉષા સુન્દરી રસ ભરતી;
રસભરીયાં રે રસભરીયાં,..........................પ્રભાત•

ત્યાં અરુણદેવ આભે ઝબકયા,
ને ઉષાએ પાલવ સંકેલ્યા;
રસભરીયાં રે રસભરીયાં,......પ્રભાત•

૧૯-૧-૩૪

## ગ્રામ્ય પ્રભાત . . . . સ્વરદર્શન

[ ભૈરવ રાગનો આ રાસ જાગરણના અંતે છેક પ્રભાતે ગાવાથી અતિ આનંદ આપશે. આ રાસ હીંચ, દાદરા, ખેમટા અગર જંગલા તાલથી ઝીલી શકાશે. ]

પ્ર ભા ત ઝ ળ કયાં ર સ ભ રી યાં
મ પ ગ મ મ પ – ધૅ ધૅ ધૅ ધૅ પ

કં ઇ ઉ ષા સ રો – વ ર છ લ છ લી યાં
પ ધૅ નિ સા રૅ સા નિ પ ધૅ સા નિ ધૅ ધૅ પ

ર સ ભ રી યાં રે – ર સ ભ રી યાં
ગ મ ગ રૅ ગ મ પ મ ગ રૅ રૅ સા

પ્ર ભા ત ઝ ળ કયાં ર સ ભ રી યાં
મ પ ગ મ મ પ – ધૅ ધૅ ધૅ ધૅ પ

સૂચના: પાછીની કડીઓ ઉપર પ્રમાણે.

## રાસ રમવા

[ રાગ : ઝીંઝોટીની છાયા ]

પહેરી પટોળું રાણી, રમવાને ચાલીયાં;
આવ્યા–આવ્યા છે, દેવદરબાર હો,
રમવાને ચાલીયાં. ૧

હાથે કંકણ સોહે, હૈયામા હેમહાર;
હોંસે ઝીલે રાસ, ઉજળી છે રાત હો,
રમવાને ચાલીયા. ૨

પગમાં ઝાંઝર કાંઇ, ઘૂઘરીના ઘમકાર;
તાળી પડે ને, ગગન ગાજે આવાઢ હો,
રમવાને ચાલીયા. ૩

કોયલના કંઠ સુણી, દિશાઓ ડોલતી;
રેલાતી રાસ રેલ, સખીયું નો સાથ હો,
રમવાને ચાલીયા. ૪

ચંદ્ર તળાવડી, છલ છલ છલતી;
રાસ રમન્તીના, રૂડા લલકાર હો,
રમવાને ચાલીયા. ૫

સુન્દરીની સ્નેહભરી, ચમકે છે આંખડી;
આગણુ આવ્યાં તો રાજ ! ઉગ્યા પ્રભાત હો,
રમવાને ચાલીયા. ૬

૧૭–૧–૩૪

રાસ રમવા . . . . સ્વરદર્શન

[ આ સાદી ગરબી પર ઝીંઝોટીની છાયા છે. હીંચના તાલથી આ રાસ ઝીલી શકાશે. ]

પ હે રી – પ ટો ળું રા ણી ર મ વા ને આ લી યાં
ગ મ પ ધ઼ મ પ ધ નિ સા પ ધ નિ ધ઼ પ ધ઼ મ

આ વ્યાં આ વ્યાં છે દે વ દ ર બા ર હો
સા સા સા ગ઼ રે સા સા નિ ધ સા ધ નિ

ર મ વા ને આ લી યાં
પ ધ઼ નિ ધ઼ પ ધ઼ મ

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## ઉરભાવ

હૈયાના દેવ બહેન હૈયે રમે;
હેત ભર્યાં હાસ્ય બેન હૈયે રમે.

પ્રિતમનો પ્રેમ પ્રાણુ હૈયે વસે;
ઉરની અનંત જ્યોત હૈયે હસે.

હૈયાના દેવ બહેન હૈયે રમે;
હેત ભર્યાં હાસ્ય બેન હૈયે રમે.

સ્નેહ મધુર ભાવ હૈયે હસે;
આતુર-આકૂલ-ઉર પ્રેમે જલે.

હૈયાના દેવ બહેનં હૈયે રમે;
હેત ભર્યાં હાસ્ય બેન હૈયે રમે.

પ્રીતમના નેણુ મારા નેણે શમે;
ભાવ ભીના રંગ બેન અંગે રમે.

હૈયાના દેવ બહેન હૈયે રમે;
હેત ભર્યાં હાસ્ય બેન હૈયે રમે.

ઉરના મિલન ઉરઉરને ગમે;
પિયુ ને શરણુ પ્રાણુ પ્રેમે નમે.

હૈયાના દેવ બહેન હૈયે રમે;
હેત ભર્યાં હાસ્ય બેન હૈયે રમે.

તા. ૨૮-૬-૩૪

## કાળના વાયરા

[ રાગ : કાલીંગડા ]

જગ ઉજળા તે હાસ્ય મધુરાં,
ઉર ઉરની તે રસિક ધારા,
ભારત વાસી સહુ ભૂલી ગયાં;
કાળની ક્યરે સુઇ રહ્યાં.
જીવન એ નિરમળ મરમાળાં,
આંગણુ એ રસમય હરિયાળાં,
ઘરના દીવડા ખૂઝી ગયાં;
ટૂકડા માટે ઝૂઝી રહ્યાં.
પેટને ખાતર અન્ન મળે નાં,
વસન કેરી આશ ફળે નાં,
નગ્ન શરીર એ નાચી રહ્યાં;
ભૂખને ભડકે ત્રાસી રહ્યાં.
આંખડી સામે જ્વાલા જલતી,
એમા એ રંકની વાડીયું બળતી,
હૈયાની હોળાયો ચગી રહી;
આશા અંધારે ઉડી રહી.
મોંધા બાલુડા ને ગોદમાં લઇ,
જનની આંસુ સારી રહી,
ધાવણુ ખૂટયાં માડી કેરાં;
ફુલો ચૂંટાયાં વાડી કેરાં.
ગામને ગોંદરે ગોધન ન મળે,
આંખની પાંખે લોહી ઝરે,
દુધનો છાંટો મળે. નહિ;
બાળક બિચારાં રડે રહી.

ખાલી કોઠારે 'રાખ'ડી રમતી,
ભમતી ભૂખડી વેરણ 'ચૈઇ,
બની ભિખારી ભમી રહ્યા;
કાળને ચરણે નમી રહ્યા.

ધ્રુસકે ધ્રુસકે રડતો ખેડૂ,
પગલે પગલે પડતો ખેડૂ,
પાવક જગનો મરી રહ્યો,
ઉના આંસુડે રડી રહ્યો

તડકા સહતો, ટાઢડી સહતો,
ભર ચોમાસે, ધ્રૂજી જતો,
'વેરા'ને 'વેઠ' ની ફાસી પડી,
બારમે 'રાહુ' ની રાશી પડી.

ભીની સોડે સહુ પોઢી ગયા કાં ?
હૈયાની હોળાયે જલી રહ્યા,
કાળના વાયરા વાઇ રહ્યા,
સાત સાત સમદર ગાજી રહ્યા.

૧૭–૧–૩૪

## કાળના વાયરા . . . સ્વરદર્શન

[ આ રાસ કાલિંગડામા બાધ્યો છે. જોગીયારાગની છાયા આપી છે. ]

જ ગ ઉ જ ળા તે હા સ્ય મ ધુ રા
પ પ પ ધ઼ નિ નિ સાં સાં રે઼ સાં નિ સાં
ઉ ર ઉ ર ની તે ર સિ ક ધા રા
નિ નિ નિ નિ સાં નિ ધ઼ ધ઼ મ ધ઼ પ૦
ભા ર ત વા સી સૌ ભૂ લી ગ યા
ગ ગ ગ ગ મ નિં ધ઼ પ મ
કા ળ ની ક બ રે સૂ ઈ ર હ્યાં
ગ ગ ગ મ મ મ ગ રે઼ નિ સા

સૂચના• પછીની કડીઓ ઉપર પ્રમાણે

## આંસુડાં

### [ રાગ : દરબારીની છાયા ]

જાદવ જુધ જામ્યાં છે, જગને આંગણે રે બેન !
ઉરના લોહી, વરસે છે, જગની પાંપણે રે બેન !

કંગાલને બેહાલના, કચરાય ધગતા આંસુડાં;
લાખો ગરીબોના અરે, છલકાય બેની આંસુડાં.

ઉછળે સત્તાના હથીઆર, જગને મંડપે રે બેન !
જાદવ જુધ જામ્યાં છે, જગને આંગણે રે બેન !

ચગદાય મુડીદારના, ચરણોતળે એ આંસુડાં;
જ્વાલામુખિ ફાટ્યો જગે, ને ત્યાં બળે છે આંસુડાં.

તાંડવખેલ ખેલે સત્તા, જગની છાતીયે રે બેન !
જાદવ જુધ જામ્યા છે, જગને આંગણે રે બેન !

સંહાર માટે સાગરો, ઉછળી રહ્યાં છે આંસુના;
કલ્પાંત આજે થઈ રહ્યાં, નિર્દોષનાં એ આંસુના.

કરવત કાળ કેરાં આજ, જગની ડાળીયે રે બેન !
જાદવ જુધ જામ્યાં છે, જગને આંગણે રે બેન !

ઇન્સાફ યાચે આજ એ, કંગાલ કેરાં આંસુડાં;
પ્રભુનાનામથી પણપાક છે, બેકારના એ આંસુડાં.

સીતમગરોના સોટા, જગને કાળજે રે બેન !
જાદવ જુધ જામ્યાં છે, જગને આંગણે રે બેન !

૧૧-૧-૩૪

આંસુડાં . . . સ્વરદર્શન

[ આ કરુણ રાસ પર દરબારી રાગની છાયા છે. જંગલા તાલથી આરાસ ઝીલી શકાશે. ]

જા દ વ ળુ ધ જા મ્યાં છે
મ ૦ મ મ પ મ નિ ધ

જ ગ ને આં ગ ણે રે બેન
ધ્ ધ્ ધ્ પ પ પ ધ મ।

ઉ ર ના લો હી વ ર સે છે
મ ૦ મ મ પ મ નિ ધ

જ ગ ની પા પ ણે રે બેન
ધ્ ધ્ ધ્ પ પ પ ધ મ–

ક ગા લ ને– બે હા લ ના ક ચ રા ય
મ પ મ નિ૦ નિ સા સા સા૦ નિ નિ નિ નિ

ધ ગ તા આ – સુ ડા – –
સા સા સા નિ સા નિ ધ૦ પ મ

લા બો ગ રી બો ના અ રે છ લ કા ય
સા સા નિ સા ધ નિ ધ પ પ ધ નિ ધ

બે ની આ સુ ડાં –
પ પ મ ધ પ મ.

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# કોણ...?

[ રાગ : બિહાગ ]

આજા ઉજાસ મારા આંગણા ના લાલ,
કોણ લૂંટે ?
કેમ લૂંટે ?
જીવન સૌરભ ની મોંઘેરી ભાત,
કોણ ભૂંસે ?
કેમ ભૂંસે ?
રંક માતાના ખોળા હો લાલ,
કોણ ખૂંદે ?
કેમ ખૂંદે ?
લોહી ઉછળતા ઉરના ભંડાર,
કોણ ચૂસે ?
કેમ ચૂસે ?
દેવ દીપેલાં ન્હાનેરા બાળ,
કોણ ઝૂંટે ?
કેમ ઝૂંટે ?
મોંઘી વાડી કેરાં પંખીડાં લાલ,
કોણ પીંખે ?
કેમ પીંખે ?
મારા ખેતરના પાક રસાળ,
કોણ વેડે ?
કેમ વેડે ?
બળતા હૈયાપર ધગતા અંગાર,
કોણ મેલે ?
કેમ મેલે ?

૪-૧૨-૩૩

કોણ...? . . . સ્વરદર્શન

[ આ રાસ શુદ્ધ બિહાગની લયમા ગાઈ શકાય તેવો છે. ત્રીંચ અથવા દાદરા કે ખેમટાના તાલમા ઝીની શકાશે. ]

આ છા – ઉ જા સ મા રા –
સા ગ મ પ પ નિ ધ નિ –

આ ગ ણ્ણા ના – લા — લ
રે સા નિ ધ ૦ નિ ધ પ

એ ણુ – લું – ટે – – – –
સા ગ મ સા નિ ધ઼ પ઼ મ઼ પ઼

કે મ લૂં ટે
મ ગ રે સા

સૂચના : પાછીની કડીઓ ઉપર પ્રમાણે.

# પાવો વાગે

[ રાગ : માઢ ]

માંદા પડયાં છે ન્હાનેરા બાળ, પાવો વાગે, પાવો વાગે;
શેઠની મિલનો પાવો વાગે.
આગણુ ઘૂમતો આવ્યો છે કાળ, પાવો વાગે, પાવો વાગે;
શેઠની મિલનો પાવો વાગે.
પેટ–પટારે વરસે વરાળ, ભૂખ જાગે, ભૂખ જાગે;
શેઠની મિલનો પાવો વાગે.
હાડ રહ્યા ને હીર લૂંટાય, મોત જાગે, મોત જાગે;
શેઠની મિલનો પાવો વાગે;
ઘોરી છોડયાં ને હોળી ખેલાય, આગ લાગે, આગ લાગે,
શેઠની મિલનો પાવો વાગે.
ગંધાતી ઓરડી ઘૂમે અંધાર, ભૂત ભાગે, ભૂત ભાગે;
શેઠની મિલનો પાવો વાગે.
સંચાને ચોકઠે પરણ્યો પિલાય, કાળ નાચે, કાળ નાચે;
શેઠની મિલનો પાવો વાગે.
મોટરને માચડે શેઠ સોહાય, તીર વાગે, તીર વાગે;
શેઠની મિલનો પાવો વાગે.
મિલને ભૂંગળે હૈયાં ભરખાય, મૂઠી ગાજે, મૂઠી ગાજે;
શેઠની મિલનો પાવો વાગે.
ધગતાં કકળે આંસુડાં લાખ, ન્યાય માગે, ન્યાય માગે;
શેઠની મિલનો પાવો વાગે.

૪–૧૨–૩૩

## પાવો વાગે . . . . . સ્વરદર્શન

[ માઢ રાગનો આ રાસ હીંચના તાલથી હલક ભરી રીતે ગાઈ શકાશે. ]

માં દા પ ડ્યાં છે ન હા ને રા બા ળ
નિ સા રેસાનિં ધ પ ધ પ ધ નિ –

પા વો — વા – ગે – પા વો વા ગે
ધૃ પૃ મૃ ગૃ રે ૦ ગ ૦ સા રે ગ સા

શે ઠ ની મિ લ નો પા વો વા ગે
મ મ મ મ મ મ રે મ મ પ

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# ખેડૂની ખીહર

[ ઉત્તરાયન ]

[ રાગ: સાદી ગરબીનો ઢાળ ]

સાતસાત ધાનના ઢગલા કરાવો,
ખીહર બેન હરખાતી આવે;
ગાવડીનો જાયો મલપે મુખડે,
માવડી એની મલકાતી આવે.
ખળાવાડે ખેડૂ હરખે ઉભલો,
હૈયાની હુબ ઉભરાતી આવે;
માંગણા વાળા મૂડીદારો તળે,
છાતી ખેડૂની કચરાતી આવે.
સોને છવાયા ધાનના ઢગલા,
એ લૂંટવા દરબારી ફોજું આવે;
હરખે ઉભલો ખેડૂ ખળામાં,
તેને ગળે કાળ ફાંસો આવે.
હસતા નેંણુલા રડતાં થાતાં,
જીવન આશા ચગદાતી આવે;
ખેડૂને કાળજે કોરડા વિંઝતી,
સત્તા–ડાકણ મદમાતી આવે.
પાપના તાપને હળવો કરવા,
દાન–પૂનની પીચકારી આવે;
પાપના આસને પોઢયા પલિતો,
ખેડૂત ઘેર ખુવારી આવે.
ભિષ્મદાદાના વ્રત ભૂલાણાં,
મીઠડી ખીહર રડતી આવે;
ગાવડીના જાયા નાખે નીસાસા,
ભારત દેશની પડતી આવે.

૧૪-૧-૩૪

ખેડૂની ખીહર                    સ્વરદર્શન

[ આ રાસ સાદી ગરબીના ઢાળથી હોંચ અગર દાદરાના તાલમાં ઝીલી શકાશે. ]

સા ત સા ત ધા ન ના –
મ મ મ મ મ મ પ નિ

ટ ગ લા ક રા વો –
નિ નિ નિ નિ નિ નિ સા

ખી હ ર એ ન
ધ ધ૦પૂ મ મ

હ ર ખા તી આ વે
પ ધ ધ પ મ મ

સૂચનાઃ પછીની પ્રત્યેક કડી ઉપર પ્રમાણે.

## અંધારી રાત !

[ રાગ : આશાવરી ]

આભખોળે અંધારાં ખેલતા,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
નવલખતારા રડી પડ્યા,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
ચાંદે લીધા કંઇ રૂસણા,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
શું સૂર ગયો પરદેશમાં ?
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
ક્રુર કાળ કરે પરિહાસ કે,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
કોઇ લૂંટે જીવન સુહાસ કે,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?
ઘેરીઘેરી નીંદર કોણુ મોકલે ?
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?

કાળઘેરા પડયા જગ મંડપે,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?
પશુ પંખીડા તરફડે,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?
કોમળ કુસુમડા ખરી પડે,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટ કયારે પ્રભાત ?
ધરતી ક્રન્દન કરી રહી,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?
જગને તીદર ઘેરી રહી,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?
કાળના દળ બળ નાચતા,
આજ ઉગી અંધારી રાતરે,
પ્રગટે કયારે પ્રભાત ?
પ્રલય તણાં ગીત ગાજતા,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?
કાળની કરવત ચાલી રહી,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે કયારે પ્રભાત ?

પ્રલય-પ્રતિમા ઘૂમી રહી,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?

જગના જંતુ પોઢી ગયા,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?

ઘરને ખૂણે ખેલી રહ્યાં,
આજ ઉગી અંધારી રાતરે;
પ્રગટે ક્યારે પ્રભાત ?

આભને ખોબલે અરુણ આવજે,
ઉગી અંધારી રાતરે;
પ્રગટાવોને પ્રભાત.

સ્વર્ગ સોહન્તી ઉષા તું ખેલજે,
ઉગી અંધારી રાતરે;
પ્રગટાવોને પ્રભાત.

૧૭-૧-૩૪

## અંધારી રાત . . . . સ્વરદર્શન

[ આ રાસને આશાવરીમા મૂક્યો છે. આશાવરીનો અંતરો ન લેતા સાદી રીતેજ આશાવરી ને ગોઠવેલ છે. હીચ અગર દાદરામા આ રાસ ઝીલી શકાશે ]

આ ભ ખો ળે અં ધા રા ખે – લ તા
સા સા રે મ મ પ સા̍ ધૅ — નિૅ પ

આ જ ઉ ગી અ ધા રી – રા ત રે
મ મ પ સા̍ મ મ ધૅ પ ગૅ રે સા

પ્ર ગ ટે – ક્યા રે પ્ર ભા ત
મ મ પ સા̍ નિૅ ધૅ ધૅ પ –

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે

## ધનસમ્રાટ...!

[ ધ્વનિ કાવ્ય ]

[ રાગ - હિંડોલ ]

વિશ્વ સિંહાસન પર છે આજે, મૂડીવાદ સમ્રાટ,
મૂડીવાદના ચરણો નીચે, વિશ્વ થતું બરબાદ;
કંગાલોની કુટિર સળગે, ગરિબના હૈયાનો નાશ,
આ સંસારે આજ ઘૂમે છે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૧

મૂડી માટે વિશ્વ વલોવ્યા, લૂંટયા રસકમ ધાન,
મૂડીના ચરણોમાં વ્હેતા, કવિઓના રસગાન;
ધન માટે એ ધન ધારીની, સદાય સળગે આશ,
આ સંસારે તાંડવ ખેલે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૨

મૂડી ખાતર સત્તાધિશો, ખેલે કર ખંજર ધારી,
ખડકાયા એ ખંજર નીચે, અનેક દુબળા નરનારી;
કંગાલોની છાતી ઉપર, ધન ધારીના નાગા નાચ,
આ સંસારે આજ રમે છે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૩

ધન માટે જન ઘેલા થાતા, ક્રૂર કરો નીજ ઉર,
દયા હિન દાનવના હાથે, વહ્યા લોહીના પૂર;
કચરાતાની કર્મરેખ પર, કુબેરના કાળા કકળાટ,
ખંજર લઈને ખેલે આજે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૪

યંત્ર આગની જ્વાલા વચ્ચે, મજદૂરોની થાતી ખાખ,
કંગાલોની પાંખો કાપી, ઉડતો સભ્ય સમાજ;
દલિત દળના રક્ત સરોવર, તગતા જાણ્યે આગ,
સંસારે અંગાર પાથરે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૫

જગ ઝૂલે જન જીવન ઝૂલતા, જ્યાં પૈસો ભરપૂર,
સકલ વિશ્વમાં આજે રાચે, ધન મદ ઘેલા ગાંડા વ્રર;
ઉજળાઓના અવનિપર છે, આપખુદીના નાચ,
સંસારે સંગ્રામ રચે છે, પશુબળ ધારી ધનસમ્રાટ ! ૬

## ધન સમ્રાટ . . . . સ્વરદર્શન

[ આ ધ્વનિ કાવ્ય હિંડોલ રાગમાં ત્રિતાલ ચતુષ્કજાતી માત્રા સોળથી બજાવી શકાશે. ]

વિ શ્વ સિં હા સ ન પ ર છે આ જે મૂ ડી વા દ સ મ્રા ટ<br>
સા સા સા નિ ધ ધ નિ નિ ધ મ̂ પ ગ ગ મ̂૦ધ મ̂ ધ।સા

મૂ ડી વા દ ના ચ ર ણો ની ચે વિ શ્વ થ તું બ ર બા દ<br>
સા સા ગ ગ .ગ મ̂ મ̂ ગ સા સા ગ ગ ગ મ̂ ધ ધ સા –

કં ગા ળો ની કુ ટી ર સ ળ ગે ગ રી બ ના –<br>
સા નિ ધ મ̂ ગ ગ ગ સા સા સા સા સા સા ગ મ̂

હ – યા નો ના શ<br>
ધ ધ સા સા સા સા

આ સં સા – રે આ જ ધૂ મે છે<br>
સા નિ ધ નિ ધ નિ ધ મ̂ ગ સા

પ શુ બ ળ ધા રી ધ ન સ મ્રા ટ —<br>
ગ ગ ગ મ̂ ધ મ̂ સા સા સા સા સા –

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે

# હાયના ભડકે !

[ ધ્વનિ કાવ્ય ]

[ રાગ : ' હજારો વર્ષની જૂની અમારી ' ]

હજારો વર્ષથી ચીરા પડે છે આમ કલેજામા;
વેચાય છે માટી મૂલે ટૂકડા કલેજાનાં. ૧

અમારા લાખ મૂલા લોહીને લાખો ચૂસી લે છે;
અમારા હાડને પણ પગ તળે લાખો પીંસી દે છે. ૨

અમારા જાનની કિંમત જગતમાં સાવ સોંઘી છે;
અમારે શ્વાસ લેવાની પળો પણ આજ મોંઘી છે. ૩

અમારા હાડના ખોખા પરે મહેલાત મંડાતી;
અમારી સર્વ આશાઓ અકાળે હાય ! રંડાતી. ૪

અમારી વેદનાઓને અરેરે ! કોણ સાંભળતું ?
અમારા શ્વાન જીવતર પર ધરી ટુકડા જગત હસતું. ૫

અમારા ઉરની આશા પરે પણ ખાખ વરસે છે;
અમારી પીઠ પર કમ્પાવનારી લાત ગરજે છે. ૬

મૂડીદારો, અમારા વિશ્વને ખોદી રહ્યાં છો કાં ?
જુલમગારો, અમારા પ્રાણને તોડી રહ્યાં છો કાં ? ૭

તમે સત્તા ધરી બેઠા, સિંહાસન આ તમારા છે;
અમારી ' હાયના ભડકે ' બધાં સળગી જનારાં છે. ૮

૧૧-૧-૩૪

## હાયના ભડકે ! . . . સ્વરદર્શન

[ આ ગીત વાગેશ્વરીમા બેસાડયું છે. તાલ દીપચંદી. અને આ ગીત ધ્વનિ કાવ્ય તરીકે ગાવું હોય તો 'હજારો વર્ષની જૂની અમારી' એ રાગમા ગાવું. ]

હ જા રો – વ ર્ષ થી – ચી – રા પ ડે છે
સા સા સા રે ધ ધ ધ પ ધ સા નિઁ ધ ધ મ

અ મ ક લે જા મા
પ ધ મ ગ઼ રે સા

વે ચા ય છે મા ટી મૂ લે
મ મ મ ધ નિઁ સા સા સા

ટૂ ક ડા ક લે જા ના
સા રે ગ સા રે નિઁ ધ

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# વેઠ

[ રાગ : નૂરસારંગની છાયા ]

ધરતી ધગેને વ્યોમ વરસે અંગાર,
ખંભે કુહાડો નેણુ આંસુડાની ધાર,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.
વગડાની વાટ વિકટ વસમી છે દૂર,
અડવાણા પાય તળે વાગે છે શૂળ,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.
ઘરમાં ન ધાન ક્રુર નાચે છે કાળ,
રડતા બાળક ઘેર માંદી છે નાર,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.
બાવળ ફાડેને એનું સળગે શરીર,
નીતરે છે 'રક્ત-નીર' વાગે છે તીર,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.
ભારો બાંધ્યો ને કાંઈ ભાંગ્યાં છે હાડ,
પંથે પળ્યો ને છલે હૈયે ઉચાટ,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.
ભારો પછડાય. કાળ હાકમને દ્વાર,
ખેડૂને ઘેર ભુખ ઉછળે અંગાર,
હાકમની વેઠ આજ આવી પડી;
ખેડૂની આંખડી આંસુ ભરી.

૨૪-૧-૩૪

# વેઠ . . . . . . સ્વરદર્શન

[ નર સારંગની આછી છાયાથી આ રાસનો બંધેજ કર્યો છે. ગાવામા બહુ કરુણતા ઉત્પન્ન કરશે હીંય, દાદરા અગર ખેમટાના તાલમા ઝીલી શકાશે ]

ધર તી ધ ગે ને વ્યો મ વર સે અ ગા ર
ધ ધ પ મ મ, મ મ રે મ પ ધ૦સા

ખં ભે કુ હા ડો ને ણુ આ સુ ડા ની ધા ર
ધ ધ પ મ મ મ પ ધ ધ પ પ મ –

હા કમ ની વે ઠ આ જ આ વી પ ડી –
ધ ધ પ મ મ મ મ રે મ પ ધ સા

ખે ડૂ ની આ ખ ડી – આ સુ ભ રી
ધ ધ પ મ મ મ પ ધ ધ પ મ૦

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

અછૂત [રાગ : પલુની છાયા]

અંત્યજની આંતરડી કકળે, નયને વહતાં નીર,
બહેની, કોને કહે એ પીડ ?
જગની સેવા શીરે ધરીને, સહતા જગના તીર,
બહેની, કોને કહે એ પીડ ?
યુગ યુગના આવે અંધારાં;
મળે નહિ જગ પ્રકાશ પ્યારા.
એક પિતાના પુત્ર છતાયે, મળે ન સ્નિગ્ધ સમિર,
બહેની, કોને કહે એ પીડ ?
રીબાતા એ રડે હ્રદયથી, મળે ન નિર્મળ નીર,
બહેની, કોને કહે એ પીડ ?
ઉજ્જર મહિં છે જલતી જ્વાલા;
અછૂત દૈયાં બળે બિચારાં.
ધગતા આંસુડાં એ વેરે, રુદન મૌન ગંભિર,
બહેની, કોને કહે એ પીડ ?
અછૂતના જીવન ફરતી છે, કઠીવાદ જંજીર,
બહેની, કોને કહે એ પીડ ?
અધર્મ ભરેલા થર ઉભરાયા;
અછૂત – માનવવંશ – દટાયા.
વ્યોમ ધરામાં કોઇ ન એનું, ક્યાં જઈ ઠારે દિલ,
બહેની, કોને કહે એ પીડ ?
જગત પિતાના દ્વાર કને પણ, ખખડે છે જંજીર,
બહેની, કોને કહે એ પીડ ?
નથી જૂદા એના પડછાયા;
એક રંગને એકજ કાયા.
તોય રચાણી માનવ વચ્ચે, ભેદ તણી આ ભીડ,
બહેની, કોને કહે એ પીડ ?

ધર્મ ધૂતની ઠોકરો નીચે, કચરાયા એ વીર,
બહેની, કોને કહે એ પીડ?

જીવન કપાયા – રંગ લૂટાયા,
ધર્મભૂત ભડકે ભરખાયા.

નેહ નજર તેને ના મળતી, જુત્તા પડતા શીર;
બહેની, કોને કહે એ પીડ?

અપનાવો એ આત્મ બંધુને, બાળો પાપ પલીત,
બહેની, કોને કહે એ પીડ?

## અછૂત . . . સ્વરદર્શન

[ રાગ પિલુની છાયા તાલ : હીંચ, દાદરા અગર ખેમટા ]

અ ત્યજ ની આ – ત ર ડી – ક ક ળે
પ પ પ પ ગ મ પ ધ નિં સાં નિં ધ પ
ન ય ને – વ હ તા – ની ર
પ ધ પ સાં સાં નિં ધ પ મ –
બ હે ની કો – ને ક હે – એ પી ડ
મ ધં પ રે ગં સા રે ગં મ ગં રે સા

જ ગ ની સે વા – શી રે – ધ રી – ને
પ પ પ પ ગ મ પ ધ નિં સાં નિં ધ પ
સ હ તા – જ ગ ના – તી ર
પ ધ પ સાં સાં નિં ધ પ મ –
બ હે ની કો – ને ક હે – એ પી ડ
મ ધ પ રે ગં સા રે ગં મ ગં રે સા

યુ ગ યુ ગ ના – આ – વે અ – ધા – રા –
પ પ પ મ મ ગં ગં સા રે ગં રે ગં રે ગં સા

મ ળે – ન હિ – જ ગ પ્ર કા – શ પ્યા – રા
પ પ પ મ મ ગં ગં સા રે ગં રે ગં રે ગં સા

સૂચના પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# મૂંઝવણ

[ રાગ : કેદારની છાયા ]

કોને કહીએ, બેન ! કોને કહીએ ?
ઉરના અબોલ ભાવ કોને કહીએ ?
દિલડાના દુઃખ બેન, દાટયા રહેનાં;
કાટા એ કારમાં હૈયું સહેનાં;
તોયે સમાજના સિતમ સહીએ !
ઉરના અબોલ ભાવ કોને કહીએ ?
સાસુના શબ્દ બાણુ હૈયાને વિંધતાં;
સત્તાધારીની જેમ પળપળ ખિજતાં;
વીરડા વીરને આંસુ દઈએ !
ઉરના અબોલ ભાવ કોને કહીએ ?
નણુંદીના લાલ નેણુ રાત દી બળતાં;
સગા કહેવાય-પડછાયો ન લેતાં;
શ્વાન સમું જીવતર સહીએ !
ઉરના અબોલ ભાવ કોને કહીએ ?
ન્હાનેરી વયમાં વૈધવ્ય આવતાં;
ઉરના ઉલ્લાસને કાળબળ બાળતાં;
આંસુનો આશરો બેની લઈએ !
ઉરના અબોલ ભાવ કોને કહીએ ?

૧૩-૧-૩૪

## મૂંઝવણ . . . . . . સ્વરદર્શન

[ આ રાસમા કેદારની છાયા છે. તાલ, હીંચ અને ગરબીની ચાલમાં પણ ગાઇ શકાય છે. ]

કો ને ક હી એ બે ન કો ને કા હી એ
સા સા સા સા – સા સા પ પ પ નિ –

ઉ ર ના અ બો લ ભા વ કો ને ક હી એ
મ મ મ મ પ પ ધ સા સા નિ ધ પ –

દિ લ ડા ના દુઃ ખ બે ન દા ટ્યા ર હે ના
મ મ મ – પ પ ધ ધ પ સા નિ ધ પ

કા ટા એ કા ર મા – હૈ યું સ હે ના
મ મ મ પ પ ધ ધ પ સા નિ ધ પ

તો યે સ મા જ ના સિ ત મ મ હી એ
સા સા સા સા – સા સા પ પ પ નિ –

ઉ ર ના અ બો લ ભા વ કો ને ક હી એ
મ મ મ મ પ પ ધ સા સા નિ ધ પ –

સૂચના: પછીની કડીઓ 'દિલડાના દુઃખ બેન' થી 'ઉરના અબોલ ભાવ' સુધીના સ્વરદર્શન પ્રમાણે વગાડવી.

# બાળાના શાપ !

[ રાગ : દુર્ગા ]

આશાનો દીપ કોણ ઓલવે રે બેન ?
આશા પ્રદીપ કાળ ઓલવે રે બેન !
ઉરના અમૃત કોણ લૂંટતા રે બેન ?
રૂઢીના દૂત આવી, લૂંટતા રે બેન !
હૈયે અગાર કોણ મેલતું રે બેન ?
કામિનું ક્રુર ઉર ખેલતું રે બેન !
બુઢ્ઢા સગાથ કોણ બાંધતા રે બેન ?
લક્ષ્મીના રંગ લલચાવતા રે બેન !
માતા પિતાના ભાવ ક્યા ગયા રે બેન ?
પૈસાની હોળીયે જલી ગયા રે બેન !
ભવના બંધન કોણ ભાગશે રે બેન ?
ઉરના આંસુડા બધુ બાળશે રે બેન !
આંસુના ધોધ કોણ લુછશે રે બેન ?
મૃત્યુની સોડ આંસુ લૂંછશે રે બેન !
હૈયું જલે તે કોણ ઠારશે રે બેન ?
ચિતાના ચોક ઉર ઠારશે રે બેન !
સડતો સમાજ ક્યારે તૂટશે રે બેન ?
બાળાના શાપ મહીં બૂડશે રે બેન !
+ + +
બળજો સમાજ કેરા ચોકડા રે બેન ?
બાળાના શાપ એમ બોલતા રે બેન !

૨૪-૧-૩૪

બાળાના શાપ ! . . . સ્વરદર્શન

[ કેદારની દુર્ગામાં આ રાસનો બંધેજ કર્યો છે. તાલ હીંચ, દાદરા અગર ખેમટામાં ઝીલી શકાશે. ]

આ શા નો દી પ કો ણુ
પ પ પ મ મ પ ધ

ઓ લ વે રે બે ન
પ મ રે રે ધ સા

આ શા પ્ર દી પ કા ળ
પ પ પ ધ ધ સા સા

ઓ લ વે રે બે ન
રે સા ધ મ પ –

આશાનો દીપ૦

સૂચનાઃ પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## ખૂણે રડનારી

[ રાગ : દેશ ]

કરમાતીએ જીવન કુસુમની, આશામય ક્યારી;
કચરાતી કો ક્રૂરના પગલે, નેહ ભરી નારી.
ઉરના ભાવ બધા લૂંટાતા,
સમાજના ચરણે ચગદાતા;
બાળાને બંધન બંધાતા,
ઉજળા એ યૌવન કરમાતાં.
આશાવન્ત હતી જે કાલે, બનતી આજ બિચારી;
કચરાતી કો ક્રૂરના પગલે, સ્નેહ ભરી નારી.
વણ વિકસી એ જીવન કલિકા,
કુમળી માનવ વંશ પ્રતિભા;
જેના ઉરની અનંત આશા,
એવી જગની ભાવી માતા.
હસતો આંખડીએ જે કાલે, આજ છે આંસુ ભરી,
કચરાતી કો ક્રૂરના પગલે, નેહ ભરી નારી.
સમાજના પાપે તે રડતી,
સમાજના તાપે તે બળતી;
સમાજની દિવાલો નડતી,
સમાજથી તે સદાય ડરતી,
કાલ સહવારે હતી કુમારી, આજ ખૂણે રડનારી;
કચરાતી કો ક્રૂરના પગલે, નેહ ભરી નારી.

૪-૧૨-૩૭

ખૂણે રડનારી . ' '. . સ્વરદર્શન

[ દેશ રાગની કરુણ છાયામાં આ રાસ અતિ મનોહર લાગશે. "વિકસાવે નવજીવન કુસુમ" એ રાહ છે, પરંતુ વચ્ચેના અંતરા જૂદા છે. હીંચ અથવા દાદરાના તાલથી આ રાસ ઝીલી શકાશે. ]

ક ર મા – – – – – – – તી એ જી વ ન કુ – સુ મ "ની
નિ સા રે ગ મ પ ધ પ મ ગ રે ગ રે મ મ ગ રે નિ સા

આ – શા – મ ય ક યા રી
રે ગ રે મ ગ રે નિ સા સા

ક ય રા – – તી કો – ક્રૂ ર ના – પ ગ લે
રે ગ રે પ પ ધ મ ગ રે ગ રે મ ગ રે સા

ને – હ ભ – – રી ના – રી
રે ગ રે પ મ ગ રે સા નિ સા

ઉ ર ના – ભા – – વ બ ધા – – લૂં ટા – તા
મ મ મ મ ગ મ રે ગ મે પ મે પ મે પ મે પ

[ આ પછીની ત્રણ લીટીઓ 'ઉરના ભાવ'–પ્રમાણે લેવી. ]

આ શા – વ ન્ત હ તી જે કા લે
પ ધ પ સા સા નિ ધ પ મ ગ

બ ન તી – આ જ બિ ચા રી
રે ગ રે મ ગ રે નિ સા સા

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# અંધારાં

[ રાગ: ધનાશ્રી શહુ: 'ભારી બેડાં ને હું તો–' ]

સત્તાની સોટીયો ના નાચે ચમકાર,
મુડીદારોના પડે માર રે;–આજેથી અંધારા ઉતરે !

સાખી : કંગાલોની કુટિરમાં, વરસાવે અંગાર;
ક્રૂર હાસ્ય કરતા અરે, સત્તાના સરદાર.

કંગાલોના છે કકળાટ રે, આજેથી અંધારા ઉતરે !
પીડિતો પિસાય, મોંઘા દલિતો દળાય,
જગમાં વહન્તી લોહી ધાર રે, આજેથી અંધારા ઉતરે !

સાખી : ધરતી સળગે, ગગન સળગે, સળગે સૃષ્ટિના ચોક;
દાવાનળ દાનવ રચે, કચરાતાની પોક.

અવનીના ઓપ બળી જાય રે, આજેથી અંધારા ઉતરે !
મુડીદારોની મોજ, શાહી વાદના શૃંગાર,
પાપીના પાપ પથરાય રે આજેથી અંધારા ઉતરે !

સાખી : પ્રેમ જલે, પ્રભુતા જલે, જલે જીવનના નૂર;
સંસારે સત્તા તણી, સરિતા ગાંડી તૂર.

જગના જીવન ચગદાય રે, આજેથી અંધારા ઉતરે !
સત્તાની સોટીયોના નાચે ચમકાર,
મુડીદારોના પડે માર રે, આજેથી અંધારા ઉતરે !

૧૧–૧–૩૪

## અંધારાં . . સ્વરદર્શન

[ ધનાશ્રીની છાયાનો આ રાસ 'ભારી બેડા ને હું તો' એ રાહથી ગાઇ શકાય છે. હીંચ, દાદરા અથવા ખેમટાના તાલથી ઝીલી શકાય છે. ]

સ ત્તા ની સો ટી ચો ના ના ચે – ચ મ કા ર
સા સા સા રે ગ મ પ રે મ ગૅ રે० સા –

મુ ડી દા રો ના પ ડે મા – ર રે

સા સા સા રે ગ મ પ નિૅ ० ધ પ

આ લે થી અ ધા રા ઉ ત રે
પ મ સા રે મ ગૅ રે રે સા

કં ગા લો ની કુ ટી ર મા
પ પ પ પ મ મ ગૅ રે

વ ર સા – વે અં ગા ર
મ મ ગૅ ગૅ રે રે સા –

ક્રૂ ર હા સ્ય ક ર તા અ રે
ધ઼ નિ઼ સા સા રે ગ સા ગૅ રે

સ ત્તા ના સ ર દા ર
મ ગ રે રે ગ સા –

કં ગા લો ના છે ક ક ળા ટ રે –

સા સા સા રે ગ મ પ નિૅ ० ધ પ –

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે અને વચ્ચે આવતી સાખીઓ દેશ રાગની અગાઉ આવી ગયેલ સાખીઓ પ્રમાણે.

# વિરહિણી

[ રાગ : સામેરીની છાયા ]

સાત સાત સમદર આડા પડયારે,
કાંઇ આઘા આઘા પરદેશ હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
મોણા સતાવે મીઠી મધરાતના,
જાગુ તો જોગણ વેશ હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
ત્રાંબા પિતળના બેડલાં લઇને,
જાતી સરોવર પાળહો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
પાણીડાં ભરતાં પિયુડો સાભરે,
આંખે આસુ કેરી ધાર હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
ભાવ વિનાં ભોજન નવ ભાવતાં,
મુખે મેલાય અંગાર હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
સરખી સાહેલીનો સાથ ગમેના,
હેડી ગઇ હેતાળ હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
સાગસીસમનો ઢોલીયો જોતા,
હૈયામા લાગે લ્હાય હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.
વિદેશમા વ્હાલમજી વસતા,
(મને) દુખડાં પડે દન રાત હો !
બેની, મારો પિયુ ગયો પરદેશ હો.

૧૪–૧–૩૪

## વિરહિણી . . . . . સ્વરદર્શન

[ આ રાસમા સામેરી રાગની છાયા છે. હીંચમાં ઝીલી શકાશે. ]

સા ત સા ત સ મ દ ર
સા સા ગૅ ગૅ મ મ મ મ

આ ડા પ ડયા રે
મ ધૅ નિૅ સા સા ०

કાં ઈ આ ઘા આ ઘા પ ર દે શ હો
સા સા સા સા સા સા નિૅ સા ધૅ મા નિૅ

એ ની મા રો પિ યુ ગ યો – પ ર દે શ હો
સા સા સા નિૅ ધૅ સા નિૅ ધૅ પ મ પ ગૅ મ મ

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# એકલડી

## [ રાગ : બિલાવલ ]

જીવનની રસ માધુરી, જગ આંગણે રેલાય ના;
ઉરની અધૂરી વાતડી, જગ આંગણે કેવાય ના.

આશાના પુર ઉર ઉછળે હો રાજ!
નયનો નીરાશ કંઈક ખોળે હો રાજ!

મધુર એ રસ વેલડી, રણ મંડપે સોહાય ના;
ઉર કુંજની સુની ઘટા, જીવન વને ઝળકાય ના.

ઉરના અમૂલ ભાવ વિહરે હો રાજ!
નયનો વિલોલ મોદાં વિલસે હો રાજ!

સૌરભ આ સંસારની, ઉર કુંજમાં ફોરાય ના;
ભાવનાના ભવ્ય દાન, વિશ્વથી ઝીલાય ના.

ઉરના સંગીત કોણ સૂણે હો રાજ!
નયનો ના નીર કોણ ઝીલે હો રાજ!

સ્નિગ્ધ સ્નેહ છાયડી, માં જીવન આ મેલાય ના;
આશા ભરેલ ઉર કેરા, મંડપે ખેલાય ના;

એકલડી સ્નેહ વેલ તલસે હો રાજ!
નયનોની પાંપ નીર ટપકે હો રાજ!

૧૫-૧-૩૪

## સૂની સંસાર કુંજ

[ રાગ : ખડહંસની છાયા ]

### નૃત્ય ગીત

મીઠડી માનવ વાડીમા;
કાંટા વેરાય,
કાંટા વેરાય.
ઉછળે ઘોષ વિલાસના;
જીવન રોળાય,
જીવન રોળાય.
કાળ હાથીના પગ તળે;
ફુલડા કચરાય,
ફુલડાં કચરાય.
જીવન સૌરભનાં મળે;
અમૃત લૂંટાય,
અમૃત લૂંટાય.
મોહ બાણુ વરસી રહ્યા;
હૈયા વિંધાય,
હૈયાં વિંધાય.
પ્રેમ તેજ પાછાં ગયાં;
આવે અંધાર,
આવે અંધાર.
સંસારે જ્વાલા જલે;
વરસે અંગાર,
વરસે અંગાર.

શોધ્યાં અમૃત ના મળે;
દીવડો બુઝાય,
દીવડો બુઝાય.
સંપત સઘળી વહી જતી;
લૂંટે છે કાળ,
લૂંટે છે કાળ.
સંસાર કુંજ સૂની થતી;
કાળો પોકાર,
કાળો પોકાર.

૧૬-૧-૩૪

## સૂની સંસાર કુંજ . . સ્વરદર્શન

[ આ રાસની તરજ અંગ્રેજી છે. બડહંસ રાગની તેમાં સુંદર છાયા છે. સામસામી બે ટૂકડી આ રાસ હીંચના તાલથી ઝીલી શકે તો વધારે મધુર લાગે. ]

મી ઠ ડી મા – ન વ વા ડી મા
સા સા સા ધ નિ સા નિ ધ ધ પ
કાં ટા વે રા ય કાં ટા વે રા ય
રે૦ પ ધ નિ સા ધ ધ નિ પ –
ઉ છ ળે પો – ષ વિ લા સ ના
સા સા સા ધ નિ સા નિ ધ ધ પ
જી વ ન રે લા ય જી વ ન રે લા ય
રે ૦ પ ધ નિ સા ધ ધ નિ પ –

સૂચનાઃ પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## શહેરનું સ્હવાર

[ રાગ : આશા માંડ – ઢાળ : ભજનનો ]

રણકારા નથી ઝાલરીકેરા, નથી પ્રભાતી રાગ,
નથી પ્રભાતી રાગ;
ઝમકારા નથી છાસના રવાં, ભાંગી ગયાં છે હાડ,
ઉધારાણી સુંદડી ઓઢે,
પથારીમાં માનવી પોઢે.
આંગણે કોયલ આવતી નથી, નાચતા નથી મોર,
નાચતા નથી મોર;
ટોળે વળતા પંખીકેરાં, નથી મીઠાં મદ શોર,
ઉધારાણી ચુંદડી ઓઢે,
પથારીમાં દંપતિ પોઢે.
'રામકલી'ને 'ભ્રેજીયાં' કેરાં, નથી ગવાતાં ગાન,
નથી ગવાતાં ગાન;
આંગણે ઉષા રમતી આવે, કોણ કરે સન્માન ?
ઉધારાણી ચુંદડી ઓઢે;
પથારીમાં માનવી પોઢે.
મીલકેરાં કાળ ભુંગળાં ગાજે, સંચે પૂરાતી આગ,
સંચે પૂરાતી આગ;
સોહીદેનારા મજૂર જાગે, હોમાતા હૈયા-હાડ,
ઉધારાણી ચુંદડી ઓઢે,
પથારીમાં દંપતિ પોઢે.
સૂતી પડી પનઘટની વાટો, રડે નદીનાં નીર,
રડે નદીના નીર;
જળ ભેડલાં ઝગહળેનાં,' ભિંજાયકોનાં ચીર,
ઉધારાણી ચુંદડી ઓઢે,
પથારીમાં માનવી પોઢે.

શેઠ કુંદાળા મેડીયે પોઢ્યા, સાવ સુંવાળા હાડ,
સાવ સુંવાળા હાડ;
માલદારોને આંગણે આવી, પ્રભાતની હડતાલ,
ઉષા નીજ આંગણે દોડી,
નર–નારીયે સોડું છોડી.

૧૯–૧–૩૪

## શહેરનું સ્હવાર . . . સ્વરદર્શન

[આશા માંડનું આ ગીત ભજનના ઢાળથી પણ ગાઈ શકાશે. તાલ: હીંચ.]

ર ણ કા રા ન થી ઝા લ રી કે રા
સા સા સા સા સા સા નિ નિ નિ ધ ધ
ન થી પ્ર ભા તી – રા ગ
પ ધ પ નિ ધ પ મ –
ન થી પ્ર ભા તી રા ગ
ગ ગ ગ મ ગ રેં સા

ઝ મ કા રા ન થી છા સ ના ર ણાં
મ મ મ મ મ મ પ પ પ નિ નિ
ભાં ગી ગ યાં છે હા ડ
સા સા નિ ધ ધ પ –

ઉ ષા રા ણી સું દ ડી ઓ ઢે
મ મ પ પ ગ ગ ગ મ મ
પ થા રી માં મા ન વી પો ઢે
મ ગ ગ રેં મ ગ ગ રેં સા

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## પાછાં વળો !

[ રાગ : આશા ભર્યાં અમે આવીયાંને- ]

વિદેશી વસ્ત્રો વોરવા ચ્યાંતાં, ચોકી કરે એક વીરરે;
બહેની પાછાં વળો.
કર જોડીને કરગરે, એનાં નયને દેશની પીડરે;
બહેની પાછાં વળો.
(એની) ભાવ ભરી છે આંખડી, કંઈ છલતો દેશનો પ્રેમરે;
બહેની પાછાં વળો.
પાપી વસન નવ વ્હોરીયે, એવી ઉરમાં ધારો નેમરે;
બહેની પાછા વળો.
લાખો ગરીબના લોહીથી, વિદેશી કાપડ રંગાયરે;
બહેની પાછાં વળો.
કોટી કંગાલો ટળવળે, એની લેશો નહિ તમે હાયરે;
બહેની પાછાં વળો.
વિદેશી વસ્ત્રોના કારણે, આ દેશ બધો કચરાયરે;
બહેની પાછાં વળો.
કોપે સત્તાની આંખડીરે, કોરડા કાળ વિંઝાયરે;
બહેની પાછાં વળો.
આશા ભર્યાં એ બહેન-બંધુ, જંજીરમાં જકડાયરે;
બહેની પાછા વળો.
રંક ભારતનું રક્ત બધું, વિદેશમહિં ચૂસાયરે;
બહેની પાછા વળો.
ઘોર અંધારાં ઉતરે, તમે લાગોમાં તેજના દ્વારરે;
બહેની પાછાં વળો.
પાપી વસ્ત્રો નવ વ્હોરશો, એ દેશનો છે પડકારરે;
બહેની પાછા વળો.

૨૪-૧-૩૪

## પાછાં વળો ! . . . . સ્વરદર્શન

[ 'આશા ભર્યાં અમે આવીયાને' એ રાહની આ ગરબી છે. હીંચ, દાદરા અગર ખેમટામાં ઝીલી શકાશે. ]

વિ દે શી  વ -ઓ  વો ર વા  ત્યાં તાં
મ મ મ  મ પૂધૂનિૢ  નિઁ નિઁ નિઁ  નિઁ નિઁ નિઁ

ચો ક્રી  ક રે  એ ક  વી ર રે
ધ ધ  પ મ  ધ ધ  પ મ ગ઼

બ હે ની  પા છાં  વ ળો
મ પ ધ  ધ ધ  પ મ

ક ર જો ડી – ને  ક ર ગ રે  એ નાં
મ મ મ મ પૂધૂનિૢ  નિઁ નિઁ નિઁ નિઁ  નિઁ નિઁ

ન ય ને  દે શ ની  પી ડ રે
ધ ધ પ  મ ધ ધ  પ મ ગ઼

બ હે ની  પા છાં  વ ળો
મ પ ધ  ધ ધ  પ મ

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## કાળ

[ ધ્વનિ કાવ્ય. ]

કાળ ખેલ ખેલે વિકરાળ ખેલ ખેલે,
સુમનની પાળ પરે કાળ ચરણ મેલે

ડાચું ભેકાર ભારી,
કરમાં કટાર ધારી;

ઉછળે ચિનગારી આજ કાળ લોહી રેલે;
કાળ ખેલ ખેલે વિકરાળ ખેલ ખેલે.

સત્તાના તોરમાં,
મૂડીના જોરમાં;

માયાના દોર ધરી કાળ નાચ નાચે.
કાળ ખેલ ખેલે વિકરાળ ખેલ ખેલે.

માનવને પીસતો,
દાનવને રીઝતો;

લાલ ગરમ લોહી ચૂસી કાળ આજ રાચે;
કાળ ખેલ ખેલે વિકરાળ ખેલ ખેલે.

૩-૬-૩૪

## જનની

**[ રાગ : સોહિની ]**

મોરી માત કેરા હેત મને મીઠાં લાગે;
ચીળી ચંદ્રીનાં તેજ મને ઝાંખાં લાગે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.
એની આંખડી રસાલ મને વહાલી લાગે;
ભર્યું નેહ ભિના ભાવ તોય તૃપ્તિ જાગે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.
સુર ધામના વિકુંજ એના નયને વસે;
સુર લોકના સુહાસ એને વદને હસે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.
સાગર શા સ્નેહ એને હૈયે હલકે;
એના ગંભીર છે વેંણુ તોય મુખડું મલકે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.
જોઇ ઉરના ઉજાસ ઉષા ઝાંખી પડે;
જોઇ પ્રેમના પ્રભાત ઉષા છાની રડે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે મારું જીવન ઝૂલે.
એના હેતાળા હાથ મારે મસ્તક ફરે;
કોઇ યોગીના યોગ જાણે દુઃખડાં હરે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.

મીઠાં જગના સંગીત એના શબ્દે રમે;
એવા જનનીના ભાવ જોઈ જગદીશ નમે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.
એના હૈયાના હેત મારું હૈયું ઝીલે;
એના જીવનના તેજ મારું જીવન ઝીલે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારુ જીવન ઝૂલે.
એને ખોળે ખેલું ને જગ આખું ડોલે;
"માડી ઝાઝેરું જીવ" એમ હૈયું બોલે.
જગને હિંડોળે, મોરી જનની ઝૂલે;
જનની ને ખોળે, મારું જીવન ઝૂલે.

૧૬-૧-૨૪

## જનની . . . . . સ્વરદર્શન

[ આ રાસ શુદ્ધ સોહિનીમાં ઉતાર્યો છે. સોહિનીના સ્વરો બહેનોના ગળાને સહજ વરેલા હોય છે. દીપ અગર દાદરાના તાલથી આ રાસ ઝીલી શકાશે. ]

મો રી મા ત કે રા હે ત મ ને મી ઠા લા ગે
સાં સાં નિ ધ મેં ગ મ મેં ધ નિ સાં મા રેં સાં
શી ળા ચં દ્રી નાં તે જ મ ને ન્યા ખા લા ગે
સાં સાં નિ ધ મેં ગ મેં ધ ધ મેં ગ રેં સા
જ ગ ને હિં ડો ળે મો રી જ ન ની ઝૂ લે
સા સા સા રેં ગ મેં ધ ધ સાં સાં રેં રેં સાં
જ ન ની ને ખો ળે મા રું જી વ ન ઝૂ લે
સાં ગ રેં સાં નિ ધ ધ મેં ગ રૅ રૅ રેં

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## માતૃ વંદના

[ રાગ : યમન કલ્યાણ ]

વંદન માતૃભૂમિ તવ ચરણે;
ભવ્ય ભારત વર્ષ વિશ્વમાં,
અનુપ સંસ્કૃતિ સકલ વિશ્વમાં;
આર્ય વીરોના ગર્જન ગરજે !
વંદન માતૃભૂમિ તવ ચરણે.

બુદ્ધ મહાવીર રામકૃષ્ણના,
પ્રતાપ શિવાજી વીર નરોના;
અમર ગાન અમિમય વરસે !
વંદન માતૃભૂમિ તવ ચરણે.

દયાનંદ ગુરુ ગાંધી જવાહીર,
ચેતનમય એ દિવ્ય અમિર;
વિશાળ ગગન પટ પર ઉછળે !
વંદન માતૃભૂમિ તવ ચરણે.

૫-૧૨-૩૯

## માતૃ વંદના . . . . સ્વરદર્શન

[ આ ગીત શુદ્ધ યમન કલ્યાણનું છે. તાલ ત્રિતાલ ચતુષ્ક-જાતિ અને અંતરાનો તાલ ધૂમાળી છે. બાળાઓનું યુથ આ ગીત કોઇ માંગલિક પ્રસંગોમાં અથવા રાષ્ટ્રિય સમારંભોમાં બહુ સ્હેલા-ઈથી ગાઈ શકશે ]

વ – દ ન  મા – તૃ ભૂ મિ – ત વ  ચ ર ણે......
નિ ધ નિ સા  નિ ધ પ મે ગ રે ગ પ  ગ રે સા.....

ભ વ્ય  ભા ર ત  વ ર્ષ  વિ શ્વ માં
ગ મ  પ ધ પ  સા સા  સા સા સા

અ તુ પ  સં સ્કૃ તિ  સ ક લ  વિ શ્વ મા
નિ નિ નિ  ધ પ ધ  નિ નિ ધ  પ પ પ

આ ર્ય  વી રો ના  ગ – ર્જ ન  ગ ર જે
ગ ગ  રે ગ પ  ગ રે મ રે  ગ રે સા

વંદન ........

સૂચના· પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## હૃદયરામ

### [ રાગ : તિલાંગ ]

રામ નામ સ્નેહથી, લીધા કરો પીધા કરો;
પ્રેમથી સુધાનું પાન, પાઇને પીધા કરો.
રામ ચરણ હૃદય દાન, હૃદય રટણ રામ નામ;
રામ એ જ સુખ ધામ, પ્રેમથી રહ્યા કરો.
તાત રામ માત રામ, ભ્રાત રામ જાત રામ;
રામ રામ પ્રાણ રામ, જીવનમાં ભર્યા કરો.
શક્તિ રામ મુક્તિ રામ, ભક્તિ રામ લક્ષ્મી રામ;
ઉરમા એ એક રામ, રામને રટયા કરો.
હાથ પાદ રામ રામ, નયન ઉર ધામ રામ;
આત્મનો આરામ રામ, હેતથી હસ્યા કરો.
વિશ્વનો વિકાસ રામ, પ્રેમનો પ્રકાશ રામ;
મોજ ને વિલાસ રામ, રામને જપ્યા કરો.
જગત સૂર સંત નુર, પ્રણય પુર ને મધુર;
હૃદય રામ છે અદૂર, ખંતથી ધપ્યા કરો.
પતિત રંક તારનાર, જીવન જંગના મદાર;
દર્દના વિદારનાર, ને સદા નમ્યા કરો.
સંતનો એ સંત રામ, સર્વનો ઉમંગ રામ;
આવો આમ મુકી ભાન, રામમાં રમ્યા કરો.

૧૬-૧-૩૪

## હૃદયરામ . . . • સ્વરદર્શન

[ આ ધૂન શુદ્ધ તિલાંગ રાગમાં છે. તિલાંગના સુમધુર સ્વરો બહેનોના કંઠમાં દીપી નીકળશે. દાદરાના તાલમાં આ ધૂન ઝીલી શકાશે. ]

રા – મ ના – મ સ્ને – હ થી
સા ગ મ પ નિ સા સા નિ પ મ

લી ધા ક રો પી ધા ક રો
ગ ગ મ પ નિ પ મ ગ

પ્રે – મ થી – સુ ધા નું પા ન
સા ગ મ પ ની સા સા નિ પ મ

પા ઇ ને પી ધા ક રો
ગ મ પ નિ પ મ ગ

રા મ ચ ર ણુ હૃ દ ય દા ન હૃ દ ય ર ટ ન રા – મ ના – મ
ગ મ પ નિ સા ગ સા સા સા સા ગ ગ મ પ મા સા નિ પ પ મ ગ ગ

રા – મ એ – જ સુ ખ ધા મ પ્રે – મ થી ર ટા ક રો
સા ગ મ પ નિ સા સા નિ પ મ ગ ગ મ પ નિ પ મ ગ

સૂચનાઃ પછીની કડીઓ 'રામ ચરણુ હૃદય દાન' એ પ્રમાણે.

## જય ગાંધી !

[ રાગ : ભિમપલાસ : ધ્વનિ કાવ્ય : ]

રણઘેલો રણવીર ગાંધી,
અહિંસાનો પ્રણવીર ગાંધી,
અચલ સત્ય સુધિર ગાંધી,
મુક્તિ સ્વર્ગ સમિર ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

કૃષ્ણચંદ્ર કિરતાર ગાંધી,
ઈશુ ઈશ્વર અવતાર ગાંધી,
સત્તાનો સરકાર ગાંધી,
મુક્તિ યુદ્ધ સરદાર ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

આઝાદ યજ્ઞ અંબાર ગાંધી,
ભારત તારણહાર ગાંધી,
અતુલ શક્તિ ધરનાર ગાંધી,
પ્રબળ ક્રાન્તિ અંગાર ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

અમર ઐક્ય રચનાર ગાંધી,
પ્રભુતાનો પડકાર ગાંધી,
ઇતિહાસઅમરસર્જનાર ગાંધી,
આગ સરે તરનાર ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

શહિદોનો શૂર સંત ગાંધી,
પ્રેમ દેવતા મહંત ગાંધી,
એક છતાંયે અનંત ગાંધી,
અંધ જગે ઝળકંત ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

રામ સમો વ્રતધાર ગાંધી,
પરમ તેજ બ્રહ્મચાર ગાંધી,
રંક તણો રખવાળ ગાંધી,
સ્વાધિન સૂર અંબાર ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !
હિન્દ માતનો સપૂત ગાંધી,
કર્મ યોગ અવધૂત ગાંધી,
બલિદાન વીર-બટુક—ગાંધી,
સકલ વિશ્વમાં અનુપ ગાંધી,
જય ગાંધી ! જય ગાંધી ! !

૧૨-૧-૩૪

## જય ગાંધી ! . . . સ્વરદર્શન

[ ભિમપલાસી રાગમા આ ધ્વનિ કાવ્ય ઘણું મોહક લાગશે. તાલ દાદરા. ]

ર ણુ ઘે લો ર ણુ વી – ર ગા ધી
નિ૦ સા૦ગૅ૦ મ૦ પ૦પ્ પ પ
અ હિં સા નો પ્ર ણુ વી ર ગા ધી
મ મ ગૅ પ પ મ ગૅ૦ રે સા સા
અ ચ લ સ સ સુ – ધિ – ર ગા ધી
પ પ પ પ મ ગ મ પ નિ પ સા સા
મુ ક્તિ – સ્વ ર્ગ સ મિ ર ગા ધી
નિ સા ગૅ રે સા સા નિ ધ પ પ
જ ય ગા – ધી જ ય ગાં – ધી
નિ સા ગ મ નિ પ મ ગ રે સા

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# વંદેમાતરમ્

[ રાગ : વાગેશ્વરી ]

અમર આનંદ અર્પતો એ, મંત્ર વંદે માતરમ્ !
અમર જીવન પ્રેરતો એ, મંત્ર વંદે માતરમ્ !

ઉગ્ર પ્રેરક શક્તિ એ છે,
માતૃ ચરણે ભક્તિ એ છે;

જીવનનો રસલ્હાવ એ છે, મંત્ર વંદે માતરમ્ !

બલિદાનની સુરભી ભરી,
અહિંસા તણી સરિતા ઝરી;

ઐકયતાના અમર અંકન, મંત્ર વંદે માતરમ્ !

પ્રિય સત્યની જ્વાલા ધગે,
રણનાદમાં ભારત ચગે;

પ્રણય-ગુંજન ધૂન એ છે, મંત્ર વંદે માતરમ્ !

નિર્દોષનો એ નાદ છે,
સ્વાધિનતાનો સાદ છે;

આઝાદ ભારત વર્ષનો એ, મંત્ર વંદે માતરમ્ !

બંગાલનો એ બોધ છે,
ઈશ્વરતણો મહિં ઝોક છે,

પુલકિત હૃદયે ગાઓ પ્યારે, મંત્ર વંદે માતરમ્ !

૫-૧૨-૩૩

## વંદેમાતરમ્ . . . સ્વરદર્શન

[ બાળાઓ ઉભા ઉભા આ રાષ્ટ્રગીત ગાઈ શકશે. શુદ્ધ વાગેશ્વરીમા ' એટલું તો આપજો ભગવન્ત મને છેલ્લી ઘડી ' એ રાહે આ ગીત ગાવું. તાલ સુલફાક.]

અ મ ર આ – નં દ અ પં તો – એ –
। । ।
સા સા રે ધ પ ધ નિ ધ મ ગ રે સા સા

મં ત્ર – વં – દે – મા ત ર મ્ – – –
રે મ ગ રે સા ધ નિ મ મ ગ મ ધ નિ સા

અમર જીવન – – – ઉપર પ્રમાણે. ]

ઉ મ પ્રે – ર ક શ ક્તિ એ છે
। । । ।
મ મ ગ મ ધ નિ સા સા સા સા

મા તૃ – ચ ર ણે ભ ક્તિ એ છે –
। । । । । ।
સા રે ગ રે રે સા સા નિ ધ ધ ૦

સૂચનાઃ પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## ખાદી

### [ રાગ : કૌશિની છાયા ]

સુધા ભરી આ ખાદી સોહે, ઝળકે જીવનના નૂર;
હો બહેની, ઝળકે જીવનના નૂર,

પ્રતિભા પ્રેમ ભરી શી પ્રગટે, ઉર ઉછળે રસપૂર;
હો બહેની, ઉર ઉછળે રસપૂર.

ભારતમા અમર રહો ખાદી;
જીવનમાં અચલ રહો ખાદી.

ભારત કેરા રંક બાળનો, નિર્મળ એ છે ઓથ;
હો બહેની, નિર્મળ એ છે ઓથ,

ભવ્ય હિન્દને આંગણે ઉગશે, સ્વાધિનતાનો રોપ;
હો બહેની, સ્વાધિનતાનો રોપ.

ભારતમા અમર રહો ખાદી;
જીવનમા અચલ રહો ખાદી

વિદેશની એ વિષમય જ્વાલા, અળગી આથી થાય;
હો બહેની, અળગી આથી થાય,

સ્વર્ગ સુમનની સુરભી મીઠી, ખાદીમા પથરાય;
હો બહેની, ખાદીમા પથરાય.

ભારતમા અમર રહો ખાદી;
જીવનમા અચલ રહો ખાદી.

૧૫-૧-૩૪

## ખાદી . . . . . સ્વરદર્શન

[ આ ગીતમાં કૌશિ રાગની છાયા છે. લાવણી તાલથી ગાઇ શકાશે. ]

સુ ધા ભ રી આ – ખા – દી – સો – હે
સા સા પ પ ગ મ પ ધ નિઁ સા નિઁ ધ પ

ઝ ળ કે જી વ ન ના નૂ ર
પ ધ ધ સા સા નિઁ નિઁ ધ પ

હો બ હે ની ઝ ળ કે જી વ ન ના નૂ ર
મ મ ધઁ પ રે ગઁ સા રે ગઁ મ ગઁ રે સા

પ્ર તિ ભા પ્રે મ ભ રી શી પ્ર ગ ટે
મ મ મ પ નિ નિ સા સા રે નિ સા

ઉ ર ઉ ભ રો ર સ પૂ ર
નિ સા નિ રે સા નિઁ ધ પ

હો બ હે ની ઉ ર ઉ ભ રો ર સ પૂ ર
મ મ ધઁ પ રે ગઁ સા રે ગઁ મ ગઁ રે સા

ભા ર ત માં અ મ ર ર હો ખા દી
મ મ ધઁ પ સા રે ગઁ મ ગઁ રે સા

જી વ ન માં અ ચ ળ ર હો ખા દી
મ મ ધઁ પ સા રે ગઁ મ ગઁ રે સા

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## સંસારની વેલડી

### [ રાગ : વાગેશ્વરી ]

સાખી: ભારતની રસવાડીમાં, તું છે શીળી વેલ;
પાને પાને પ્રેમની, રેલાતી રસ રેલ.

ગરવી ગૂજરાત તને વંદીયે રે લોલ !
ઉરના ઉલ્લાસ તારા ઝીલીયે રે લોલ !

સાખી: સંસારે સોહામણી, સ્વર્ગ સમી રસ કુંજ;
અમૃત રસ તું રેલતી, પ્રગટાવી રસ પૂંજ,

સુધા ભરેલી તારી આંખડી રે લોલ !
રસથી ઢળેલ તારી પાંખડી રે લોલ !

સાખી: કોમળ તું રસ સુન્દરી, તારાં નૃત્ય રસાલ;
વિશ્વ તણી વાડી મહીં, નવ પાલવ પયરામ.

નયનોની જ્યોત તારી વિલસે રે લોલ !
સારા સંસારને તું પિરસે રે લોલ !

સાખી: સરિતાના કલરવ સદા, વિહંગના રસ ગાન;
ઉષા તણાં આ લોકમાં, ભૂલે તું ઉર ભાન

સુંદર સલુણી · જગ વેલડી રે લોલ !
સંસાર બાગની તું વેલડી રે લોલ !

સાખી: ત્હારા તગતા તેજનો, વિહરે દિવ્ય પ્રકાશ;
સંત રમે તુજ કુંજમાં, રચે શુદ્ધ પ્રભાત.

મુક્તિના શુદ્ધ તું જગાવતી રે લોલ !
સંસાર માંડવે તું મ્હાલતી રે લોલ !

૧૩-૧-૩૪

સંસારની વેલડી . . . સ્વરદર્શન

[ શુદ્ધ વાગેશ્વરીમાં આ રાસનો બંધેજ કરેલો છે. હીંચ, દાદરા અગર ખેમટાના તાલમા આ રાસ બહુ મધુર લાગશે. ]

ભા ર ત ની ર મ વા ડી મા - -
મ મ મ ધ નિં નિં સાં માં રેં નિં સાં

તું છે શી ળી વે લ - - - - - -
ધ० ધ० ધ० ધ० નિં - ધ મ ગં રે સા

પા - ને પા ને પ્રે મ - ની - -
મ મ મ ધ નિં નિં સાં સાં રેં નિં સાં

રે લા તી ર મ રે લ - - - - - -
ધ० ધ० ધ० ધ० નિં - ધ મ ગં રે મા

ગ ર વી ગૂ જ રા ત ત ને વં દી યે રે લો લ
સાં० સાં० નિં ધ० ધ० પ ધ નિં ધ મ ગં રે સા

ઉ ર ના ઉ જા સ તા રા ઝી લી યે રે લો લ
સાં० સાં० નિં ધ० ધ० પ ધ નિં ધ મ ગં રે

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## સંત ચરખો

**[ રાગ : પિલુની છાયા ]**

ચરખે કાંતો તો સંતો પ્રેમે, કાઢો હૈયા તાર;
'દલ' ને કાતી 'દોર' બનાવો, કરવા દુશ્મન ઠાર.
સંતો ! 'આતમ' ચરખે કાતો;
સંતો ! 'પ્રેમ' ચરખે કાતો.
ચરખે કાતે માવડી ને, કાઢે 'પ્રેમળ' તાર;
બાળુડું સોડે સુવરાવી, દેતી દુધની ધાર.
સંતો ! 'સ્નેહ' ચરખે કાતો;
સંતો ! 'દેહ' ચરખે કાતો.
ચરખે કાતે બેનડી ને, કાઢે ઉજળા તાર;
'જગ ઢંકણુ' એ તાર રૂડો, રાખે 'દેહ' લાજ.
સંતો ! રામ ચરખે કાતો;
આઠે પહોર ચરખે કાતો.
ભૂખે પીડાતી બાઈ કાતે, પેટ ભરીને ખાય;
નવરો બેઠો ભાઇ કાંતે, સમો સુખમાં જાય.
સંતો ! સુખને ચરખે કાતો;
સંતો ! દુઃખના દિલ કાતો.
ચરખે કાતે ઘરની નારી, રાખે કુળની લાજ;
સ્વામિ સંગે દિલ પરોવી, કરતી ઘરનાં કાજ.
સંતો ! દિલ પરોવી કાતો;
સંતો ! આતમ કાજે કાતો.
દુઃખને કાંતી સુખ મેળવો, સુખને કાતી શુભ;
શુભ કાતીને 'મોક્ષ' મેળવો, હૈડે રાખી હુબ.
'સુખીયા' 'જનમ' ચરખે કાતો;
'સુખીયા' 'મરણ' ચરખે કાતો.

૧૨-૧-૩૪

## સંત ચરખો . . . સ્વરદર્શન

[ આ લોક ગીત પિલુની છાયાથી ગાઈ શકાશે ]

ચ ર ખે કા તો સ તો પ્રે મે કા ઢો હૈ યા તા ર
નિ̆ – ધ પ મ ગ ગ મ પ નિ̆ ધ પ પ મ –

દ લ ને કા તી દો ર બ ના વો ક રવા દુ શ્મ ન હા ર
નિ̆ નિ̆ નિ̆ સા̍ ધ ધ નિ̆ સા̍ રે̍ રે̍ રે̍ સા̍ નિ̆ – ધ –

સ તો આ ત મ ચ ર ખે કા તો
મ પ નિ̆ ધ – પ મ – ગ ગ

સ તો પ્રે – મ ચ ર ખે કા તો
મ પ નિ̆ – ધ પ – પ મ મ

સૂચના. પછીની કડીઓ ઉપર પ્રમાણે

## સપ્તઋષિ

[ રાગ : સોરઠી ગરબીનો સાદ ]

ઉરના આંસુડાની અંજલી એક, આપજો હો બેન,
અશ્રુ છાંટજો હો બેન;

દીવડા ભારતના એ બૂઝયા, હૈયે સ્થાપજો હો બેન,
અશ્રુ આપજો હો બેન.

સાખીઃ મહારાષ્ટ્ર નર કેસરી, તિલક ભારત બાલ;
ઉર-અમૃત રેડી ગયા, સ્વાધિન રંગ રસાલ.

ઝૂરતી ભારત મૈયા, નયને રાતા નીર છે હો બેન,
વેધક પીડ છે હો બેન;

તિલક ભૂંસાયું ભાલ તણું, એ અશ્રુ વેરંજો હો બેન,
હૈયે પેખજો હો બેન.

સાખી બંધુ ભારત દેશના, બંગ રત્ન અણમૂલ;
ચિતરંજન ચાલ્યા ગયા, અર્પી ઉરના ફૂલ.

સ્વદેશ ખાતર તેણે, લીધાતા વ્રત વીરના હો બેન,
તપ વીરના હો બેન;

સ્વતંત્રતાના સ્વપ્ન અધૂરા, એ પ્રણવીરના હો બેન,
રણધીરના હો બેન.

સાખી: લાડીલા લજપત ગયા, ગજબ ગયા પડકાર;
ધરા કોણ ધ્રૂજાવશે, ગયો સિંહ સરદાર.

પંજાબ શોભતી, શૌર્ય પ્રતિમાને સંભાળજે હો બેન,
હૈયે ધારજે હો બેન;

માડીના શણગાર સુકાયા, જ્વાલા ઠારજે હો બેન,
અમૃત છાંટજે હો બેન.

સાખી: માડીની શ્રદ્ધા ગઈ, ગયો હૃદય આનંદ;
દિવ્ય તેજ અળગા થયા, રહ્યા જીવન આક્રંદ.

વિયોગ શ્રદ્ધાનંદ સંતનો, હૈયું બાળતો હો બેન,
કંટક સાલતો હો બેન;

માડીના જર્જર જીગરમાં, ફટકો લાગતો હો બેન,
ઝટકો વાગતો હો બેન.

સાખી: અણમૂલ મોતી માતનું, ગયું સ્વર્ગ દરબાર;
માડીને મસ્તક ઘૂમે, ક્રૂર કાળ કરાળ.

સ્વતંત્રતાની શૌર્ય પ્રતિભા, મોતીલાલજી હો બેન,
શક્તિ માતની હો બેન;

દાનવને દાવાનળ જલતી, ભારત માવડી હો બેન,
આહત ગાવડી હો બેન.

સાખી : મૈયાનો મુગટ ગયો, ગયાં ક્રાંતિના તેજ;
ભગતસિંહ ભડવીરની, સૂતી પડી છે સેજ.

માટીનો લાડકવાયો એ, ઉગતા આયખે હો બેન,
ભેટે મોતને હો બેન;

મૃત્યુને માંડવડે, મોંઘી મસ્તી આદરે હો બેન,
આશા પાથરે હો બેન.

સાખી : મહા મુત્સદી પુત્ર એ, વિઠ્ઠલ ગૂર્જર વીર;
બુદ્ધિનો અવતાર ને, જ્ઞાન ગુણ ગંભીર.

સ્વતંત્રતાના સ્વપ્ન લઇને, વિઠ્ઠલ સંચરે હો બેન,
અમ્મર મંડપે હો બેન;

એ સપ્ત ઋષિને શુદ્ધ હૃદયથી, આજે વંદજો હો બેન,
ભાવે વંદજો હો બેન.

૨૪-૧-૩૪

## સપ્તઋષિ . . . . સ્વરદર્શન

રાગ સોરઠી ગરબીનો રાહ તાલ દીચ, દાદરા અગર ખેમટા. ]

ઉ ર ના – આ – સુ ડા – ની અ જ લી – એ – ક
પ પ ધ પ પ મા સા સા નિઁ ધ પ ધ નિઁ ધ પ મ ગ

આ – પ જે – હો બે ન
મ પ નિ ધ પ મ રે ગ

અ શુ છા – ટ જે હો બે ન
સા સા રે મ પ નિઁ ધ મ પ

દી વ ડા – ભા – ર ત ના એ બૂ ઝ યા – હૈ – યે
પ પ ધ પ પ સા સા સા નિ ધ પ ધ નિઁ ધ પ મ ગ

સ્થા પ જે – હો બે ન
મ પ નિ ધ પ મ રે ગ

અ શ્રુ આ – પ જે હો બે ન
સા સા રે મ પ નિઁ ધ મ પ

મ હા રા ષ્ટ્ર ન ર કે સ રી
રે રે સા નિ નિ નિ નિ નિ નિ

તિ લ ક ભા ર ત બા લ
નિ નિ નિ નિ નિ નિ સા –

ઉ ર અ મૃ ત રે ડી ગ યા
સા મા નિઁ નિઁ નિઁ નિઁ નિઁ ધ પ

સ્વા ધિ ન ર ગ ર સા લ
ધ પ પ મ ગ ગ રે –

સૂચના પછીની કડીઓ ઉપર પ્રમાણે

## સંત!

[ રાગ : ધનાશ્રીની છાયા ]

સૃષ્ટિને ચોક સંત ખેલતો હો રાજ!
અળગા કરે છે અંધકાર રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયાં રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયાં રે લોલ.
ઉરના અમૃત જગે રેડતો હો રાજ!
કરવા સજીવ સંસાર રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયાં રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયા રે લોલ.
સત્તાના પાપને પ્રજાળતો હો રાજ!
રેડે છે આત્માના પ્રકાશ રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયાં રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયાં રે લોલ.
પીડિતોને પ્રાણ દાન દેવા હો રાજ!
સંતે રચ્યા છે સંગ્રામ રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયાં રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયાં રે લોલ.
સત્તા ધ્રુજે ને કાળ કંપે હો રાજ!
જેલની દિવાલ ફાટી જાય રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયા રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયાં રે લોલ.
ત્યાગીના તેજ-વ્રત ઝીલીયે હો રાજ!
દઈએ જીવન કેરો સાથ રે,
મુક્તિના મંત્ર તેજ વેરીયા રે લોલ;
સ્વાધિન સંગ્રામ રંગ રેલીયા રે લોલ.

૨૩-૧-૩૪

સંત! . . . . સ્વરદર્શન

[ આ રાસમાં ધનાશ્રીની છાયા છે. 'ભારી બેડાંને હું તો' એ રાહ પ્રમાણે. હીંચ, દાદરા અગર ખેમટાના તાલમાં ગાઇ શકાશે. ]

સૃ ષ્ટિ- ને ચો ક સં ત ખે લ તો હો રા - - - જ
સા રે ગ઼ સા રે ગ મ પ મ પ મ ગ રે સા સા રે ગ઼

અ ળ ગા ક રે છે અં ધ કા ર રે
સા સા - સા રે ગ મ પ નિ઼ ધ પ

મુ ક્તિ ના મં ત્ર તે જ વે રી યાં રે લો લ
મ મ સા રે ગ મ પ પ મ ગ રે સા-

સ્વા ધિ ન સં ગ્રા મ રં ગ રે લી યાં રે લો લ
મ મ - સા રે ગ મ પ પ મ ગ રે સા-

સૂચના: પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## લોહીના દાન

[ રાગ : કોશિયાની છાયા ]

માતૃભૂમિની મુક્તિ માટે, દઇશું લોહીના દાન;
અણનમ રહીને રણ ખેલીશું, વરવા આત્મ સમ્માન.

મોંઘા લોહી તણાં એ દાન;
ઉજાળા આત્મ શીનાં બલિદાન.

કાયરતા અંધેરી ધરશું, શુરવીરતાના તાજ;
સકલ વિશ્વમા પ્રગટાવીશું, સ્નેહ સત્યના રાજ.

અનેરાં સ્વાધિનતાના માન;
ઝીલીશું સત્ય-સ્નેહનાં બાણ.

અનાચારના દાવાનળ પર, નીરશું રક્તની ધાર;
અમર અક્ષયના સૃજન કરીને, ફાલવશું સંસાર.

મધુરાં ઐક્ય તણાં ફલમાન;
મીઠડાં અહિંસાના મયદાન.

૧૫-૧-૩૪

## લોહીના દાન . . . સ્વરદર્શન

[ આ ગીતમા કૌશિયા રાગની છાયા છે. લાવણીના તાલથી આ ગીત ગાઈ શકાશે. ]

મા તૃ ભૂ મિ ની મુ ક્તિ મા ટે
મ મ પ પ નિ સાં સાં રેં નિ સાં

દ ઈ શુ – લો હી ના દા ન
નિ સાં નિ રેં સાં સાં નિ ધ પ

અ ણ ન મ ર હી ને – ર ણ ખે – લી – શુ
પ પ રેં રેં સાંસાં રેં રેં નિં નિં સાં સાં નિ ધ પ

વ ર વા – આ ત્મ સ ન્મા ન
પ રેં રેં સાં સાં નિં નિં ધ પ

મો – ઘા લો હી ત ણા એ ક્ષ ન
મ ધ પ સા રે ગ મ મ રે સા

ઉ જ ળા – આ – ત્મ ભી ના – બ લિ દા ન
રે સા ધ નિં સા રે સા રે ગ મ ગ રે સા –

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

## ઉરની અંજલી

[ રાગ : માલકૌંસની છાયા ]

આવ્યો આંસુ ભરી રે, જાણે છલતો શ્રાવણ માસ;
અષાઢી વાદળી રે, આવી આંસુને આકાશ.
સાગર ઉછળે રે, ક્યાંના એની એ ઉત્પાત ?
મીઠડા મુખડે રે, ઉછળે આજે કાં અંગાર ?

પ્રેમળ પાપણે રે, કાચાં મોતી ઉછળે કેમ ?
હૈયા આંગણે રે, ખટકે કોનાં કાળાં વેણ ?
મનને મંડપે રે, દુઃખડાં કોનાં નાચે એન ?
તનને તરુવરે રે, શૃંગાર સુકાતા કેમ ?

* * * *

બેની ! શું કહું રે, વીરો વીરને પંથે જાય !
આંસુ ક્યાં ભરું રે, વીરો ફાંસી પર લટકાય !
હૈયે હું બળું રે, બેનીને તરછોડી જાય;
વીરને ના મળું રે, દુઃખથી દિલડું દાઝી જાય.

વીરો લાડકો રે, એને શોધ્યો વીરનો પંથ;
વીરો એકલો રે, એ તો શહિદ સાચો સંત.
ધરતો આંખલો રે, આજે જગ આંગણુ ચમકંત;
એના ત્યાગમાં રે, બળતી આશાઓ અનંત.

* * * *

મીઠી માતના રે, એને ઉજળાં કીધાં નામ;
પ્યારા દેશને રે, દીધાં જીવનના બલિદાન.
ઉરમાં ઉછળે રે, એની વીરના જયગાન;
આંસુ આવતાં રે, એનાં યાદ કરી અભિમાન.

વીરના પંથની રે, પળપળ જોતીતી હું વાટ;
વીરના સાહસે રે, ઉરમા રેલ્યો તો ઉલ્લાસ.
આવી એ પળો રે, વરસી ફાંસીની ફુલમાળ;
મારા કાળજે રે, બેની એનાં છે ઉત્પાત !

× × + ×

બેની, વંદીયે રે, વીરના અમ્મર રેજો નામ;
જગને માંડવે રે, એના નિત્ય ગવાજો ગાન.
શીળા સ્વર્ગમા રે, એના સોહાજો રસ ધામ;
ઉરની અંજલી રે, દઇએ ભાવભીના એ દાન.

૧૩-૧-૩૪

## ઉરની અંજલી . . સ્વરદર્શન

[ આ રાસમા માલકોષની છાયા છે. ગરબીના ઢાળથી હીંચમા ગાઈ શકાશે. ]

આં ખો આં સુ ભ રી – રે જા ણ્યે
નિઁ નિઁ ધઁ નિઁ સા નિઁ ધઁ મ મ ગઁ

છ લ તો શ્રા વ ણુ મા સ
રે.ગઁ મ ધ – ગ મ –

આ ષા ઢી વા – દ ળી – રે આ વી
નિઁ નિઁ નિઁ ધઁ – સા નિઁ ધઁ મ મ ગઁ

આં સુ ને આ કા શ
રે ગઁ મ ધ – ગ મ

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે:

# રાજરેંટીયો

[ રાગ : સારંગ ]

મારો મનને। રૂડો રખવાળ રે,–રાજરેંટીયો !
એતો કાંતે છે ઉજળા તાર રે,–રાજરેંટીયો !
મીઠો મીઠો મધુર એનો સૂર રે,–રાજરેંટીયો !
હુંતો હેતે બની ચકચુર રે,–રાજરેંટીયો !
મારા ઘરની કોઠીનો પુરનાર રે,–રાજરેંટીયો !
મારુ શિયળ ઢાંકણુ હાર રે,–રાજરેંટીયો !
મારી સાસુ સમો શણગાર રે,–રાજરેંટીયો !
મારો સ્વામિ હૈયા કેરો હાર રે,–રાજરેંટીયો !
મારો માડી જાયો છે વીર રે,–રાજરેંટીયો !
દુઃખી દાડે દેતો હૈયે ધીર રે,–રાજરેંટીયો !
ચાહે ચમકે ગગન એના રાજ રે,–રાજરેંટીયો !
જગ ઉજળી છે એની ભાત રે,–રાજરેંટીયો !

૫–૧૨–૨૭

રાજરેંટીયો . . . . . સ્વરદર્શન

[ સારંગ રાગમાં આ રાસ બહેનના કંઠમાં ઘણો મોહક લાગશે. હીંચ અથવા દાદરાના તાલમાં ઝીલી શકાશે. ]

મા રા મ ન નો રૂ ડો ર ખ વા ળ રે —
સા સા રે મ પ નિ સાં નિ પ નિ પ મ રે

રા જ રેં ટી યો
મ મ રે નિ સા

ધ નો કા ઢે છે ઉ જ ળા — તા રે રે — .
સાસા રે મ પ નિસાં નિ પ નિ પ મ રે

રા જ રેં ટી યો
મ મ રે નિ સા

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.

# સ્વતંત્રતાનો નાદ

[ રાગ : મિશ્ર કાફી ]

જીવનના પ્રકાશ ઝળહળાવજે હો બેની !
હૃદયના ઉજાસ ને રેલાવજે હો બેની !
સ્વતંત્રતાનો નાદ આભ ગાજી રહ્યો;
ધરતી ધ્રૂજે ને પહાડ ફાટી રહ્યો.

સાખી : રણ ભેરી ગાજી રહી, ડંકા પડે અપાર;
આંગણ આઝાદી રમે, શોણીતના શણગાર.
મુક્તિના સમરાંગણે તું આવજે હો બેની !
સંગ્રામ ક્ષેત્રને રૂડું દિપાવજે હો બેની !
સ્વતંત્રતાનો નાદ આભ ગાજી રહ્યો;
ધરતી ધ્રૂજે ને પહાડ ફાટી રહ્યો.

સાખી : અંધારા અળગાં થયાં, આવે અમર પ્રભાત;
ઉષા મલપતી આવતી, ત્યાગી સમદર સાત.
સ્વતંત્રતાના સ્વર્ગ-સુમન ઝીલજે હો બેની !
વિશ્વમાં તું વિજય ધ્વજ રોપજે હો બેની !
સ્વતંત્રતાનો નાદ આભ ગાજી રહ્યો;
ધરતી ધ્રૂજે ને પહાડ ફાટી રહ્યો.

સાખી : સ્વાધિનતાના સોણલાં, કરજે મૂર્તિ મંત;
આશાઓ અર્પણ કરી, લેજે લ્હાવે અનંત.
સત્તા તણાં સિંહાસનો ડોલાવજે હો બેની !
વિજય નાદ યુદ્ધમાં ગજાવજે હો બેની !
સ્વતંત્રતાનો નાદ આભ ગાજી રહ્યો;
ધરતી ધ્રૂજે ને પહાડ ફાટી રહ્યો.

સાખી : નિર્મળ-નિર્બળના શીરે, આજે અત્યાચાર;
એ કારણ તું ધારજે, અહિંસાના હથિયાર.
વ્રત આકરાં છે યુદ્ધનાં તું પાળજે હો બેની !
સંગ્રામ ક્ષેત્ર શૌર્યથી સોહાવજે હો બેની !
સ્વતંત્રતાનો નાદ આભ ગાજી રહ્યો;
ધરતી ધ્રૂજે ને પહાડ ફાટી રહ્યો.

૨૪-૧-૩૪

સ્વતંત્રતાનો નાદ . . . સ્વરદર્શન

[ રાગ : મિશ્ર કાફી તાલ : હીંચ, દાદરા અગર ખેમટા ]

જી વ ન ના પ્ર કા શ ઝ ળ હ ળા વ જે હો – એ તી
નિ નિ નિ મા રે સા નિં ધ પ ધ સા નિં ધ પ મ ગ રે

હૃ દ ય ના ઉ જા સ ને – રે લા વ જે હો – એ તી
નિ નિ નિ મા રે સા નિં ધ પ ધ સા નિં ધ પ મ ગ રે

સ્વ તં ત્ર તા નો ના દ આ ભ ગા જી ર હ્યો
સા સા મા સા રે મ મ મ રે સા રે મ સા

ધ ર તી ધ્રૂ જે ને પહા ડ ફા ટી ર હ્યો
પ ધ સા રે ગ મ ગ રે સા રે ગ સા

ર ણ ભે રી ગા જી ર હી
મ મ મ મ મ પ ધ ની

ડં કા પ ડે અ પા ર
સા સા સા સા સા સા –

આ ગ ણુ આ ઝા દી – ર મે .
આ સા નિ ધ ધ પ ધ પ મ

મો ણી ત ના શ ણ ગા ર
સા રે મા ગ રે ગ સા –

સૂચના : પછીની કડીઓ ઉપર પ્રમાણે

## અમે ભારતના બાળ

[ રાગ ઝીઝોટી છલ્લા ]

[ નૃત્ય ગીત ]

અમે ભારતના બાગ
અમે ભારતના બાળ
અમે માડીની વાડી સોહાવીયે
અમ દેશ છે રસાળ
અમ દેશ છે રસાળ
અમે માડીની વાડી દીપાવીયે
ભવ્ય ભારતના ગાન
ભવ્ય ભારતના ગાન
અમે જીવનના દાનથી મજાવીયે
શુર સ્વાધિન સગ્રામ
શુર સ્વાધિન સંગ્રામ
અમે ભારતને આગણે જગાવીયે
અમ દેશનું પ્રભાત
અમ દેશનું પ્રભાત
અમે જીવનના રંગથી રેલાવીયે
ધરી ઉર દેશ પ્રેમ
ધરી ઉર દેશ પ્રેમ

## ભારતના બાળ . . . સ્વરદર્શન.

[ ગીઓરી ઢબનું આ નૃત્યગીત બાળકોના હૃદયમાં ખૂબ રૂચશે. દાદરાના તાલથી ગાઈ શકાશે. ]

અ મે ભા ર ત ના બા ળ
મ મ ધ૦ મ ધ સાં નિઁ –

અ મે ભા ર ત ના બા ળ
ધ મ ધ મ ધ સાં નિઁ –

અ મે મા ટી ની વા ડીં – સો હા વી એ
ધ ધ પ રે ગૅ મ ધ નિઁ નિઁ ધ પ મ

૨૧૭૬૨

ના : પછીની કડીઓ ઉપર પ્રમાણે.